# સમર્પણ

આદેય નામકર્મના ઉદયવાળા

અને જૈન મંત્રોમાં વિશિષ્ટ સ્થાને પ્રાપ્ત થએલા

મારા આજીવન ઉપાદેય

ત્રેવીસમા તીર્થંકર પુરિસાદાણી શ્રીજગદ્‌વલ્લભ

**પાર્શ્વનાથજી**

**ને**

—સારાભાઈ નવાબ

તવર્ષનાં ધર્મશાસ્ત્રો, પુરાણો, કથાગ્રંથો ને મહાપુરુષોનાં ચરિત્રો પૈકી કોઈ પણ વિષયનું પુસ્તક જુઓ. વિદ્યામંત્ર અથવા તેના પ્રભાવ સંબંધમાં કંઈ ને કંઇ લખેલું તેમાંથી મળી આવશે જ.

આ ઉપરથી પાઠકગણ જોઈ શકશે કે પૂર્વે ભારતવર્ષમાં આ વિદ્યામંત્રનો પ્રચાર ઘણો અસાધારણ હતો. પાંચમીથી દસમી સદી સુધીના પાંચસો વર્ષના ગાળામાં આ વિષયના નાના મોટા બેથી અઢી હજાર જેટલા ગ્રંથો તો એકલા બૌદ્ધ ભિક્ષુઓએ બનાવ્યા હતા! આ ઉપરથી ભારતવર્ષમાં મંત્રવિદ્યાનો ફેલાવો કેટલો હોવો જોઈએ તેનું અનુમાન કરી શકાશે. બૌદ્ધ સંપ્રદાયમાં આ વિષયના ગ્રંથોની બહુલતા હોવાથી જ હાલના વિદ્વાનોનું માનવું છે કે મંત્રવિદ્યા તથા તંત્રવિદ્યાના ગ્રંથો જૈનોએ બૌદ્ધ સંપ્રદાયના અનુકરણ રૂપે તૈયાર કર્યાં છે. તેનું એક કારણ એ પણ છે કે જૈન સંપ્રદાયના તે વિષયના ગ્રંથો હજુસુધી અપ્રસિદ્ધ છે. તેથી જ ભૈરવ પદ્માવતી કલ્પ ગ્રંથના વિદ્વાન પ્રસ્તાવના લેખકે જૈનાગમોમાંથી પુરાવાઓ આપીને સાબિત કરેલું છે કે જૈન સંપ્રદાયમાં બૌદ્ધ સંપ્રદાયની અસર પહેલાં પણ જૈનાચાર્યો આ વિદ્યાથી અનભિજ્ઞ ન હતા.

વિદ્યામંત્રના પ્રચારની દૃષ્ટિએ આ તો એક સાધારણ વાત થઈ. પણ જૈન સમાજનો આ વિષયમાં કેટલો આદર હતો તે બતાવવાની ખાસ જરૂર છે. બૌદ્ધ લોકોએ આ વિષયને જેમ ધાર્મિક રૂપ આપી, અવશ્ય કર્તવ્ય તરીકે તેનો સ્વીકાર કર્યો હતો અને વાતવાતમાં તેનો ઉપયોગ કરતા હતા તેટલી હદે જૈનાચાર્યો બિલકુલ ગયા નહોતા. તેઓ મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરતા એટલું જ નહિ, પણ કોઈ કોઈ પ્રસંગે પતિત સાધુ અથવા ગૃહસ્થોની ખુશામત કરીને પણ આ જ્ઞાનની પ્રાપ્તિ કરતા હતા,*છતાં પણ એનો ઉપયોગ લાભાલાભ જોઈને શાસનરક્ષાના કારણ નિમિત્તે જ કરતા. વજ્રસ્વામી, પ્રિયગ્રન્થિસૂરિ, આર્યખપટ, આર્યમંગુ, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ, શ્રીજિનદત્તસૂરિ, શ્રીજિનપ્રભસૂરિ, વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ, શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અનેક પ્રાચીન તેમજ અર્વાચીન આચાર્યો આ વિષયના અનુભવી મંત્રવાદીઓ હતા. આર્ય સ્થૂલભદ્ર જેવા સ્થવિર પણ કારણ વિના આ શક્તિનો ઉપયોગ કરવાથી શિક્ષાને પાત્ર થયા હતા. અને આવા સખત પ્રતિબંધના કારણથી જ બૌદ્ધોની માફક જૈનોમાં આ મંત્રવાદથી આચારમાર્ગમાં વિકૃતિ થવા પામી નથી. બીજું એ પણ કારણ છે કે જ્યારે બીજા લોકો ઐહિક ફળની આશાથી જ મંત્ર અને વિદ્યાઓ જપતા ત્યારે પણ જૈનાચાર્યોનો આમાં મુખ્ય ઉદ્દેશ કર્મનિર્જરાનો હતો. સૂરિમંત્રનું અનુષ્ઠાન જે લગભગ પ્રત્યેક જૈનઆચાર્યને કરવું પડતું તેનો પણ ફલાદેશ કર્મનિર્જરાને લગતો જ હતો. બૌદ્ધ અને ખાસ

"विज्जग उभयं सेवे त्ति । उभयं णाम पासत्थ गिहत्थ से विज्जमन्त जोगादिणिमि सेवे इत्यर्थः ॥"
—निशिथचूर्णि १, ५०,

# નિવેદન

॥ श्री जगवल्लभ पार्श्वनाथाय नमः ॥

પ્રસ્તુત ગ્રંથમાં મુખ્યત્વે કરીને જૈનશાસનના પરમ આધારભૂત પ્રાચીન આચાર્યવર્યોએ રચેલાં અને મને પ્રાપ્ત થયા તેટલાં સૂરિમંત્રકલ્પો તથા શ્રીવિબુધચંદ્રસૂરિના શિષ્ય શ્રીસિંહતિલકસૂરિ વિરચિત શ્રી વર્ધમાન વિદ્યાના બે કલ્પો તથા શ્રી વર્ધમાનવિદ્યા યંત્ર આલેખન વિધિ તથા પૂર્વાચાર્યો વિરચિત ૧૫ પરિશિષ્ટોમાં શ્રીસૂરિમંત્ર તથા શ્રી વર્ધમાન વિદ્યાને લગતાં સ્તોત્રો તથા વિદ્યમાન તપાગચ્છીય વયોવૃદ્ધ આચાર્યદેવ શ્રી વિજયનેમિસૂરિશ્વરજીના પરમ શિષ્ય વિનેય શ્રી વિજયપદ્મસૂરિજીએ મારી વિનંતિથી પ્રાકૃત ભાષામાં રચેલાં સૂરિમંત્રનાં પાંચે પ્રસ્થાનોનાં જુદાંજુદાં પાંચ સ્તોત્રો વિદ્યમાન આચાર્યદેવો તથા જૈન મુનિવરોના પઠન પાઠન માટે પ્રથમ જ વખત પ્રસિદ્ધ કરવામાં આવેલાં છે.

સંપાદકના વિચારો જે "સંપાદકીય સરભર" માં આગળ પ્રસિદ્ધ થએલાં છે, તેમાંની ઘણીખરી બાબતોમાં મારો મતભેદ હોવા છતાં લેખકની લેખિનીની સ્વતંત્રાતાની આડે નહિ આવતાં વિદ્યમાન જૈન વિદ્વાનોમાં જૈન મંત્ર શાસ્ત્રની બાબતના ઉંડા અભ્યાસી મુંબાઈ નિવાસી શ્રીયુત મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટરે સંપાદિત કરેલ અને મારા તરફથી(શ્રી ભૈરવ પદ્માવતી કલ્પની પ્રસ્તાવના તરીકે) પ્રસિદ્ધ કરવામાં આવેલ Comparative and Critical Study of Mantrashastra (મંત્રશાસ્ત્રનો તુલનાત્મક અને વિવેચનાત્મક અભ્યાસ) × નામના ગ્રંથ તરફ આ વિષયમાં રસ લેનાર વાચકોનું ખાસ લક્ષ ખેંચવાની આ તક લઉં છું.

## મંત્રોની પ્રાચીનતા *

સાંભળવા પ્રમાણે પૂર્વે વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાં એવા અનેક વિધાનો હતા કે જેનાથી પૂર્વાચાર્યો દરેક પ્રસંગે શાસનની રક્ષાઓ કરતા. 'વિદ્યા' શબ્દનો અર્થ આ સ્થળે 'જ્ઞાનાત્મક વિદ્યા' નહિ પણ 'મંત્રસ્વરૂપિણી અક્ષરાત્મક વિદ્યા' સમજવાનો છે. ઉપરોક્ત પૂર્વાત્મક વિદ્યાઓનો તો આજે નાશ થએલો છે, છતાં એમના વિષયનો મહિમા હજી સુધી સહેજે તાજો છે. તમે કોઈ પણ આસ્તિક ભારતવાસીની આગળ 'વિદ્યા' અથવા એનો જ બીજો પ્રકાર ગણાતા 'મંત્ર'ની વાત કરો, તો તે ઘણી જ શ્રદ્ધાથી સાંભળશે. ભારતવર્ષની પ્રજાને આ વિષય ઉપર લાંબા કાળથી અચળ શ્રદ્ધા છે. અજ્ઞાન બાળકોમાંથી પણ એવાં થોડાં જ નીકળશે કે જેઓ વિદ્યામંત્રના ચમત્કારોની વાતોથી તદ્દન અનભિજ્ઞ હોય. ભાર-

× મૂલ્ય રૂપિયા પિસ્તાલીશ. * 'જૈનયુગ' માસિકના સંવત ૧૯૮૨ના માગશર માસના પુ. ૧. અંક ૪માં ઇતિહાસપ્રેમી શ્રી કલ્યાણવિજયજીએ લખેલા 'આપણાં પ્રાભૃતો' નામનો લેખ જુઓ.

તવર્ષનાં ધર્મશાસ્ત્રો, પુરાણો, કથાગ્રંથો ને મહાપુરુષોનાં ચરિત્રો પૈકી કોઈ પણ વિષયનું પુસ્તક જુઓ. વિદ્યામંત્ર અથવા તેના પ્રભાવ સંબંધમાં કંઈ ને કંઇ લખેલું તેમાંથી મળી આવશે જ.

આ ઉપરથી પાઠકગણ જોઈ શકશે કે પૂર્વે ભારતવર્ષમાં આ વિદ્યામંત્રનો પ્રચાર ઘણો અસાધારણ હતો. પાંચમીથી દસમી સદી સુધીના પાંચસો વર્ષના ગાળામાં આ વિષયના નાના મોટા બેથી અઢી હજાર જેટલા ગ્રંથો તો એકલા બૌદ્ધ ભિક્ષુઓએ બનાવ્યા હતા! આ ઉપરથી ભારતવર્ષમાં મંત્રવિદ્યાનો ફેલાવો કેટલો હોવો જોઈએ તેનું અનુમાન કરી શકાશે. બૌદ્ધ સંપ્રદાયમાં આ વિષયના ગ્રંથોની બહુલતા હોવાથી જ હાલના વિદ્વાનોનું માનવું છે કે મંત્રવિદ્યા તથા તંત્રવિદ્યાના ગ્રંથો જૈનોએ બૌદ્ધ સંપ્રદાયના અનુકરણ રૂપે તૈયાર કર્યા છે. તેનું એક કારણ એ પણ છે કે જૈન સંપ્રદાયના તે વિષયના ગ્રંથો હજુસુધી અપ્રસિદ્ધ છે. તેથી જ ભૈરવ પદ્માવતી કલ્પ ગ્રંથના વિદ્વાન પ્રસ્તાવના લેખકે જૈનાગમોમાંથી પુરાવાઓ આપીને સાબિત કરેલું છે કે જૈન સંપ્રદાયમાં બૌદ્ધ સંપ્રદાયની અસર પહેલાં પણ જૈનાચાર્યો આ વિદ્યાથી અનભિજ્ઞ ન હતા.

વિદ્યામંત્રના પ્રચારની દૃષ્ટિએ આ તો એક સાધારણ વાત થઈ. પણ જૈન સમાજનો આ વિષયમાં કેટલો આદર હતો તે બતાવવાની ખાસ જરૂર છે. બૌદ્ધ લોકોએ આ વિષયને જેમ ધાર્મિક રૂપ આપી, અવશ્ય કર્તવ્ય તરીકે તેનો સ્વીકાર કર્યો હતો અને વાતવાતમાં તેનો ઉપયોગ કરતા હતા તેટલી હદે જૈનાચાર્યો બિલકુલ ગયા નહોતા. તેઓ મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરતા એટલું જ નહિ, પણ કોઈ કોઈ પ્રસંગે પતિત સાધુ અથવા ગૃહસ્થોની ખુશામત કરીને પણ આ જ્ઞાનની પ્રાપ્તિ કરતા હતા,* છતાં પણ એનો ઉપયોગ લાભાલાભ જોઈને શાસનરક્ષાના કારણ નિમિત્તે જ કરતા. વજ્રસ્વામી, પ્રિયગ્રન્થિસૂરિ, આર્યખપટ, આર્યમંગુ, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ, શ્રીજિનદત્તસૂરિ, શ્રીજિનપ્રભસૂરિ, વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ, શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અનેક પ્રાચીન તેમજ અર્વાચીન આચાર્યો આ વિષયના અનુભવી મંત્રવાદીઓ હતા. આર્ય સ્થૂલભદ્ર જેવા સ્થવિર પણ કારણ વિના આ શક્તિનો ઉપયોગ કરવાથી શિક્ષાને પાત્ર થયા હતા. અને આવા સખત પ્રતિબંધના કારણથી જ બૌદ્ધોની માફક જૈનોમાં આ મંત્રવાદથી આચારમાર્ગમાં વિકૃતિ થવા પામી નથી. બીજું એ પણ કારણ છે કે જ્યારે બીજા લોકો ઐહિક ફળની આશાથી જ મંત્ર અને વિદ્યાઓ જપતા ત્યારે પણ જૈનાચાર્યોનો આમાં મુખ્ય ઉદ્દેશ કર્મનિર્જરાનો હતો. સૂરિમંત્રનું અનુષ્ઠાન જે લગભગ પ્રત્યેક જૈનઆચાર્યને કરવું પડતું તેનો પણ ફલાદેશ કર્મનિર્જરાને લગતો જ હતો. બૌદ્ધ અને ખાસ

* "विज्जग उभयं सेवे त्ति ।. उमयं णाम पासत्थ गिहत्थ ते विज्जमन्त जोगादिणिमि सेवे इत्यर्थः ॥"
—निशिथचूर्णि १, ५०,

કરીને શાક્ત લોકોના મંત્રવાદથી જૈનોના મંત્ર અને વિદ્યાઓ તદ્દન પવિત્ર અને નિર્દોષ વિધિસાધ્ય હોવાથી પણ મંત્રવાદ જૈન આચારોમાં વિકૃતિ ઉત્પન્ન કરી શક્યો નથી.

સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા અને પુરુષદેવતાધિષ્ઠિત તે મંત્ર, અથવા જેનો પાઠ કરવા માત્રથી જ કાર્યની સિદ્ધિ થાય તે મંત્ર અને જપ હોમાદિ વિધિ સાધ્ય તે વિદ્યા : એમ બે પ્રકારે મંત્ર અને વિદ્યાનો ભેદ જૈન ગ્રંથકારોએ બતાવ્યો છે. જૈનોની માન્યતા પ્રમાણે હજારો વિદ્યાઓ છે, જેમાં નીચે લખેલી સોળ વિદ્યાઓ મુખ્ય છે : ૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્રશૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ અપ્રતિચક્રા, ૬ નરદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ મહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરુટ્યા, ૧૪ અચ્છુપ્તા, ૧૫ માનસી અને ૧૬ મહામાનસી. આ સોળ વિદ્યાઓની અધિષ્ઠાયક સોળ દેવીઓ પણ એ જ નામની માનેલી છે, જે વિદ્યાદેવીઓના નામથી ઓળખાય છે. એ વિદ્યાદેવીઓની પ્રાચીન તાડપત્ર પરની પ્રતિકૃતિઓ માટે જુઓ પ્રસ્તુત ગ્રંથમાં ચિત્ર ન. ૧ થી ચિત્ર નં. ૧૬ સુધી.

## આમ્નાયગ્રન્થો

શું એ અફસોસનો વિષય નથી કે આ રત્નપ્રસૂતા ભારતભૂમિમાં ઉત્પન્ન થયા છતાં પૂર્વાચાર્યો વિરચિત અને સંગ્રહિત ઉત્તમોત્તમ મંત્રામ્નાયના ગ્રંથોની કાંઈપણ દરકાર નહિ રાખતાં પ્રમાદજન્ય ઘોર નિદ્રામાં સૂતાં સૂતાં તે રત્નોને આપણે હાથમાંથી ગુમાવી રહ્યા છીએ ? જો આપણામાં પ્રમાદ ન હોય તો 'વિદ્યાપ્રવાદ' આદિ મહામૂલ્ય ગ્રંથો આપણા હાથમાંથી નાશ પામ્યા હોત ? વિદ્યાપ્રવાદની વાત તો દૂર રહી પણ પ્રસ્તુત ગ્રંથાવલિમાં છપાએલ 'ભૈરવપદ્માવતીકલ્પ'ની બે ટીકા સહિતની સંપૂર્ણ પ્રત પણ ગુજરાતના ભંડારોમાંથી એક યા બે મળી શકી. વળી 'અદ્ભુત પદ્માવતી કલ્પ'ની પ્રત માટે ઘણી તપાસ કરવા છતાં બીજી એક પણ પ્રત ન મળી શકવાથી તે કલ્પ અધૂરો જ છાપવો પડ્યો છે. જો આ વિષય પરત્વે આપણી ઉપેક્ષાવૃત્તિ ન હોત તો હજારો વિદ્યાઓમાંથી આજે આંગળીના વેઢે ગણી શકાય તેટલા જ આમ્નાયના ગ્રંથો મળતા હોત? અને જો આપણને વારસામાં મળેલા આ વિષયના બધા યે ગ્રંથો સાચવી રાખ્યા હોત તો શું એવો સંભવ પણ હતો કે આપણું આ પ્રકારે અધઃપતન થાત ? એક બાજુ આપણે પોતાની પાસેના આ વિષયના અમૂલ્ય ગ્રંથોનો નાશ થવા દીધો અને બીજી બાજુ આપણામાં આ વિષયનું જ્ઞાન જે અવિચ્છિન્ન પરંપરાએ ગુરુગમથી ઉતરી આવતું હતું તેનો હ્રાસ થતો ગયો તથા તે તરફના અજ્ઞાનને લીધે ત્રીજી બાજુ 'મંત્રવિદ્યા'નો પ્રચાર એ પાપ છે એવા અવાજો ઉઠાવનાર કેટલીક વ્યક્તિઓએ સમાજને ભડકાવી મૂક્યો. આવા સમયમાં નવીન ગ્રંથરત્નોની શોધ અને સંચય થઈ શકે એમ આશા તો ક્યાંથી જ રાખી શકાય ?

આ ગ્રંથમાં છાપવામાં આવેલા યંત્રો તથા ચિત્રો વગેરેના પ્રકાશનના સર્વ હક્ક

સારાભાઈ નવાબને જ સ્વાધીન હોવાથી તેમની લેખિત મંજૂરી વિના કોઈપણ સંસ્થા અગર વ્યક્તિએ નહિ છપાવવા આગ્રહભરી વિનતિ છે. વળી આ અતિ દુર્લભ યંત્રો તથા ચિત્રો પૂજનીય અને વંદનીય છે, તેમજ જ્ઞાન સ્વયં પણ પૂજ્ય છે. એટલે વાંચક અને દર્શક બંને પ્રત્યે નમ્ર વિનતિ છે કે તેઓ કૃપા કરીને તેની જરા પણ અવગણના ન કરે.

પ્રસ્તુત સંગ્રહમાં ૧ અંચલગચ્છીય શ્રીમેરૂતુંગસૂરિ વિરચિત "સૂરિમંત્રકલ્પ" પાના ૧ થી ૩૧. ૨ શ્રી દેવાચાર્યગચ્છીય અજ્ઞાત વિરચિત "દુર્ગપદ વિવરણ" પાના ૩૨ થી ૪૨. ૩ અજ્ઞાત સૂરિકૃત "સૂરિમંત્રકલ્પ" પાના ૪૩ થી ૫૧. ૪ મલધારી શ્રીરાજશેખરસૂરિ વિરચિત "મલધારિગચ્છ-સૂરિમંત્રકલ્પ." પાના ૫૨ થી ૬૩ સુધી, ૫ વિભિન્નામ્નાયકલ્પાદિ પાના ૬૪ થી૭૦ સુધી. પરિશિષ્ટોમાં ૧ શ્રીહ્રીંકારકલ્પ પાના ૭૧ થી ૭૩ સુધી, ૨ શ્રી એકાક્ષિ નાલિકેરકલ્પ પાનું ૭૪, ૩ શ્રી જિનપ્રભસૂરિ વિરચિત "શ્રી વર્ધમાન વિદ્યાસ્તવન" પાના ૭૫ થી ૭૬, ૪ પૂર્વાચાર્ય વિરચિત "પ્રવચનમંગલસાર સ્તવ" પાના ૭૭ થી ૭૮, ૫ શ્રી પૂર્ણચન્દ્રસૂરિ વિરચિત 'શ્રીસૂરિવિદ્યાગર્ભિતલબ્ધિસ્તોત્ર' પાના ૭૯ થી ૮૦ સુધી, ૬ શ્રી ચક્રેશ્વરસૂરિ વિરચિત 'શ્રી વર્ધમાનવિદ્યાસ્તવ' પાના ૮૧ થી ૮૨ સુધી, ૭ પૂર્વાચાર્ય વિરચિત 'શ્રીમન્ત્રાધિરાજગર્ભિત શ્રીગૌતમસ્વામિ સ્તવન' પાના ૮૩ થી ૮૪ સુધી, ૮-૯ અને ૧૦ શ્રીમુનિસુંદરસૂરિ વિરચિત 'શ્રીસૂરિમન્ત્રાધિષ્ઠાયકસ્તવત્રયી' પાના ૮૫ થી ૮૭ સુધી અને ૧૧ થી ૧૫ આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિ વિરચિત શ્રી સૂરિમન્ત્ર પંચપ્રસ્થાનસ્તોત્રાણિ' પાના ૮૮ થી ૯૨ સુધી તથા શ્રી સિંહતિલકસૂરિ વિરચિત ૧ 'શ્રી વર્ધમાન વિદ્યાકલ્પ' પાના ૧ થી ૯ અને '૨ શ્રીવર્ધમાન વિદ્યાકલ્પ' પાના ૧૦ થી ૨૦ સુધી, શ્રી વર્ધમાનવિદ્યાકલ્પે યન્ત્રલિખનવિધિ પાના ૨૧ થી ૨૨ સુધી તથા પાના ૨૩ થી ૨૮ સુધી શ્રીવર્ધમાનવિદ્યાસંપ્રદાય તથા બધા 'સૂરિમંત્રકલ્પો' નું અને બંને 'વર્ધમાન વિદ્યાકલ્પો' નું ગુજરાતી ભાષાંતર આપેલું છે, તે તરફ મન્ત્ર સાહિત્યાના શોખીનોનું ધ્યાન ખેંચવાનું યોગ્ય માનું છું. આ ગ્રન્થમાં પ્રગટ થએલી કૃતિઓમાંથી પ્રેરણા લઈને કોઈ આચાર્યવર્ય વિધિ અનુસાર મન્ત્ર સાધના કરીને જૈનશાસનની રક્ષા કરવા ઉદ્યુક્ત થશે તો મારી આ સંગ્રહ પ્રગટ કરવાની મહેનત સફળ થએલી લેખીશ.

આ ગ્રંથમાં છપાવેલા પ્રયોગોમાં કેટલેક ઠેકાણે શાસનની રક્ષા નિમિત્તે મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરેનો ઉલ્લેખ કરવામાં આવેલો છે તેનો દુરુપયોગ નહિ કરવા વાંચકોને મારી નમ્ર અને આગ્રહ ભરી વિનતિ છે, છતાં કોઇ તેવો દુરુપયોગ કરશે તો તેના પાપનો ભાગીદાર હું નથી, કારણ કે આ ગ્રન્થ પ્રગટ કરવાનો મારો ઉદ્દેશ તો માત્ર આવા છિન્નભિન્ન થઈ ગએલા મન્ત્ર સાહિત્યનો ઉદ્ધાર કરીને એકત્ર કરવાનો છે અને તે કરેલો ઉદ્ધાર શાસનની રક્ષા નિમિત્તે ભવિષ્યમાં કોઈક વખત ઉપયોગમાં આવશે તે છે.

## ઋણસ્વીકાર

આ ગ્રન્થમાં છાપવામા આવેલી બધી કૃતિઓ પૈકી મલધારી શ્રીરાજશેખરસૂરિજી વિરચિત 'સૂરિમંત્રકલ્પ' બહુ જ અશુદ્ધ અવસ્થામાં શ્રીપ્રીતિચંદ્રસૂરિશ્વરજી તરફથી છપાવવામાં આવેલી છે તે એવી તો અશુદ્ધ છપાવવામાં આવેલી છે કે તેના કરતાં ન છપાવી હોત તો વધારે સારૂ થાત. આ કલ્પ સિવાયની કોઈ પણ કૃતિ કોઈ પણ તરફથી છપાવી હોવાનું મારા ખ્યાલમાં નથી. આ ગ્રન્થના સંશોધનાદિ કાર્યમાં ઉપયોગમાં લેવામાં આવેલી હસ્ત પ્રતોનો પરિચય આગળ સંપાદકે કરાવેલો છે.

આ ગ્રન્થમાં છાપવામાં આવેલા ચિત્રો પૈકીનો મુખ ચિત્રનો સહસફણા પાર્શ્વનાથનો પચતીર્થી (શત્રુંજય, ગિરનાર, આબુ, સમેતશિખરાદિ પાંચતીર્થો) નો ચિત્રપટ, મોગલ સમયનો શ્રી સૂરિમત્રનો ચિત્રપટ અને શ્રીસૂરિમંત્ર ગર્ભિત સિદ્ધચક્રના બૃહદ્ યંત્રનો ચિત્રપટ સારાભાઈ નવાબના સંગ્રહનો છે. શ્રી વર્ધમાન વિદ્યાનો સુંદર ચિત્રાકૃતીઓ વાળો ચિત્રપટ પાટણ નિવાસી અમૃતલાલ મોહનલાલ ભોજકના સંગ્રહનો છે અને શ્રી જિનમંડનગણિ વાળો શ્રી વર્ધમાન વિદ્યાનો પટ વિદ્વદ્વર્ય ગુરુદેવ શ્રીપુણ્યવિજયજીના સંગ્રહનો છે. ચોવીશ તીર્થંકરો, સરસ્વતી, લક્ષ્મી, ચક્રેશ્વરી તથા પદ્માવતીના રંગીન ચિત્રોનાં બ્લોકો તથા સોળ વિદ્યાદેવીઓ અને ચોવીશ યક્ષો, ચોવીશ યક્ષિણીઓના બ્લોકો સારાભાઈ નવાબના સંગ્રહનાં છે.

આ પુસ્તકનું સર્વાંગ સુંદર શુદ્ધ સંપાદન કરી આપવા માટે પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહનો, છાપકામ સુઘડ કરી આપવા માટે "કુમાર પ્રિન્ટરીના" મેનેજર શ્રીયુત બચુભાઈ રાવતનો તથા જે જે મુનિમહારાજાઓ તથા ગૃહસ્થો તરફથી પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે આ ગ્રન્થ પ્રકાશનમાં સહાય મલી હોય તે બધાનો આભાર માનવાની આ તક લઉં છું.

અંતે મારા તરફથી આ પ્રકાશન પહેલાં મારી ગ્રન્થાવલિમાં પ્રસિદ્ધ થએલા (૧) શ્રી જૈન સ્તોત્ર સંદોહ ભાગ. ૧લો (૨) શ્રીમંત્રાધિરાજ ચિંતામણી (૩) શ્રીભૈરવપદ્માવતી કલ્પ (૪) શ્રીમહાપ્રાભાવિક નવસ્મરણ (૫) શ્રીઘંટાકર્ણ-માણિભદ્રમંત્રતંત્ર કલ્પાદિ સંગ્રહ (૬) મહા ચમત્કારીક વીશાયંત્રકલ્પ (૭) અનુભવસિદ્ધમંત્રબત્રીશી (૮) શ્રીજૈન યંત્રાવલિ તથા Compartive and critical study of mantrashastra નામના જૈન મંત્રશાસ્ત્રના પ્રકાશનો તરફ વાંચકોની લક્ષ ખેંચવાનું રજા લઉં છું.

વિ. સં. ૨૦૦૪ વૈશાખ વદી ૬ શનીવાર

સારાભાઈ મ. નવાબ
નાગજીભુધરની પોળ, અમદાવાદ

# સંપાદકીય સરભર

મંત્રવાદના વિષયમાં કેટલાક વિદ્વાનોએ ઊહાપોહ કર્યો છે. છતાં તેની અદ્ભુતતા અને અજ્ઞેયતા માટે સૌ કોઈ એકમત છે. એક વિદેશી વિદ્વાને કહ્યું છે તેમ, "ભારતીય શાસ્ત્રોમાં એવો ભાગ્યે જ કોઈ વિષય છે જે મંત્ર વિષયને બાદ કરતાં ઓછો સમજાય."

એક કાળે ભારતના એક ખૂણાથી બીજા ખૂણા સુધી મંત્રવાદનો પ્રચાર ખૂબ હતો. ભારતવાસીઓ એની ઘેલછામાં ગળાબૂડ ડુબેલા હતા. ભારત જ નહિ, પ્રાચીન બેબીલોન, અસુર, મિશ્ર આદિ દેશોમાં પણ તેનાં મૂળ ઊંડાં ઘલાયાં હતાં; એવી તવારીખ મળે છે. આજે પણ એનો પ્રભાવ છેક ભુંસાયો નથી.

જો કે બીજી વિદ્યાઓની માફક મંત્રવિદ્યાને આ યુગમાં અલગ કે વિશિષ્ટ સ્થાન મળ્યું હોય એમ જણાતું નથી. છતાં હરેક સમાજમાં ચાલતા પ્રચલિત વહેમોના નિરાકરણ માટે ધર્મશાસ્ત્રો વગેરે ગ્રંથોમાં મંત્રની સૃષ્ટિ ઊભી કરેલી જોવાય છે અને मणिमन्त्रौषधीनामचिन्त्यः प्रभावः—મણિ, મંત્ર અને ઔષધિનો પ્રભાવ અચિંત્ય છે; એમ કહીને તેના પ્રભાવની ગૂઢતા પણ ઉપદેશી છે.

વેદમાં વિશેષતઃ ઋગ્વેદ અને અથર્વવેદમાં આપણને એ યુગના વિચારોની ઝાંખી મળી આવે છે. અથર્વવેદ તો ઐન્દ્રજાલિક અને ભૂત-પિશાચ સંબંધી વિદ્યાઓથી ભરપૂર છે. ઇ. સ.ના ત્રીજા સૈકા પછી યોગશાસ્ત્રનો મંત્રવાદ સાથે સંબંધ થયો; જે તંત્રશાસ્ત્રનો મુખ્ય ભાગ બની રહ્યો. પણ એને વાસ્તવિક ધર્મનું સ્વરૂપ આપવામાં તો પાંચમીથી દશમી સદી સુધીમાં બૌદ્ધ સાધુઓ અને સિદ્ધોએ અથાક પ્રયત્ન કર્યો. તંત્રશાસ્ત્રના તેમણે અનેક ગ્રંથો રચી કાઢી તેનો પ્રભાવ સમસ્ત ભારતમાં ફેલાવ્યો. અને શાક્તમતે તો તાંત્રિકસાધનામાં નીતિશાસ્ત્રો સામે પ્રતિવાદ કરવામાં પણ મણા ન રાખી.

ભારતીય યોગવિદ્યાની સિદ્ધિઓ અને વિદેશીય મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમના પ્રયોગો આપણને મંત્રવાદની પ્રાથમિક ભૂમિકારૂપ શ્રદ્ધા બેસાડવા વિજ્ઞાનસિદ્ધ પ્રયોગ તરફ ઘસડી જાય છે. યોગસિદ્ધિના પ્રયોગો કે મેસ્મેરિઝમ કરનારી આધ્યાત્મિક ભૂમિકા કેવી પતનશીલ થઈ જાય છે, એ વિચારને બાજુ ઉપર મુકીએ તો એના પ્રયોગોમાં સત્યાંશની ઝળક થાય છે; એ એક હકીકત છે. અને માંત્રિક વિદ્યાની ઉચ્ચ ભૂમિકા સમજવાના સાધનરૂપ आम्नायाः खलु दुर्लभाः આમ્નાય રહ્યો નથી, એટલું જ નહિ તેને ખૂબ રહસ્યમયી બનાવવા એમ પણ કહેવામાં આવ્યું છે કે,

पुस्तके लिखिता विद्या, येन सुन्दरि ! जप्यते ।
सिद्धिर्न जायते तस्याः, कल्पकोटिशतैरपि ॥

તેથી જ મંત્રોનું પ્રયોગ વિજ્ઞાન અત્યારે તો કો'ક અંધારી ગુફાઓનું નિગૂઢતત્ત્વ બની રહ્યું છે એમ કહેવામાં કશી અજુગતું નથી.

જૈનધર્મે મંત્રવાદને ક્યારથી અપનાવ્યો એ શોધી કાઢવું કઠણ છે શ્રી મોહનલાલ ઝવેરી કહે છે કે, "જૈનોમાં મંત્રવાદની પ્રવૃત્તિ ઠેઠ શ્રીપાર્શ્વનાથના સમય ઇ. સ. પૂર્વે ૮૫૦થી હોવાનું જણાય છે અને તેથી પૂર્વોમાં જે મંત્રવિદ્યાઓ હતી, જેનો અત્યારે નાશ થયો છે તે પાર્શ્વનાથના સમયમાં પણ હતી." ભગવાન મહાવીર અને બુદ્ધના સમયે કેટલાયે આત્મિક-શક્તિ ધરાવનાર મુનિઓ હતા, જેઓ પોતાની વિદ્યા દ્વારા કાર્યસિદ્ધિ કરતા. પણ ભગવાન મહાવીર અને બુદ્ધે આવી વિદ્યાઓનો ઉપયોગ કરતાં તેમને રોક્યા હોવાની કથાઓ પણ આપણને મળે છે.

મંત્રનું ફળ ઐહિક કામનામાં છે. અને જૈનધર્મ ઐહિક સિદ્ધિઓનો નિષેધ કરે એમાં નવાઇ નથી. કોઈ પણ પ્રાચીન સૂત્રોમાં મંત્ર કે વિદ્યાનો ઉલ્લેખ નથી. સંયમપ્રધાન ધર્મમાં ઐહિક કામનાને અવકાશ કેટલો ? છતાં વિશ્રુત શ્રુતધરોની કથાઓ ભાગ્યે જ મંત્રસિદ્ધિના પ્રભાવ વિનાની મળી આવે અને મોટા મોટા જૈન વિદ્વાન સાધુઓએ એની સાધના માટે કેટલાક રચેલા શાસ્ત્રો પણ મળે છે, એટલુ જ નહિ જૈન સાધુઓ મંત્રશાસ્ત્રના અભ્યાસ માટે કેટલીક વખત પતિત સાધુઓ અને ગૃહસ્થોની પરિચર્યા કરતા; એવા ઉલ્લેખો પણ છે. આ વિગતો જૈનધર્મમાં મંત્રવાદનુ સ્થાન પૂરવાર પણ કરે છે.

અલબત્ત, ઐહિક સિદ્ધિઓ માટેની શાસ્ત્રીય રચનાઓ આજે જે ઉપલબ્ધ છે તે મોટે ભાગે ચૈત્યવાસી જૈન યતિઓને આભારી છે. આ ચૈત્યવાસીઓ જૈન મંદિરોમાં સ્થાયીપણે રહીને રોગના ઉપચારો, દોરા, ધાગા અને વૈદું આર્થિકદૃષ્ટિએ કરતા અને મંદિરના વહીવટ માટે દેવદ્રવ્યમા કેમ વધારો થાય એની ચિંતા પણ કરતા.

જૈનધર્મમા મંત્રવાદના સ્થાનની હકીકત, સામાજિક માન્યતા સિદ્ધાંતને કેવા ઢાળે વાળી દે છે એનું એક દૃષ્ટાંત પૂરુ પાડે છે. આનુ કારણ એ છે કે, જૈનધર્મનો સ્વીકાર કરનાર વિવિધ સંસ્કારવાળી જાતિઓ ધર્મના નવા સંસ્કારો તો અપનાવતી પરંતુ તેઓ જૂના સંસ્કારો તજી શકતી નહિ આથી જ લોકરુચિ જોઇને મોટા શ્રુતધરો પણ આવી રચનામાં કે અધ્યાત્મમા રાચી જતા નહિતર, चिट्ठउ दूरे मंतो तुज्झ पणामो वि बहुफलो होइ—એ મંત્ર તો દૂર રહો પરંતુ તમને કરેલો પ્રણામ પણ બહુ ફળવાળો છે—એવું કહેનાર-માનનાર શ્રુતધરો મંત્રસિદ્ધિની લાંબી મજલ કરવા-કરાવવાનું ઇષ્ટ ન ધારે. આખર, લોકરુચિને આધીન થયા વિના એમનો છુટકો ન થયો; જેને પરિણામે જૈનધર્મમાં પણ મંત્રશાસ્ત્રનાં પઠન-પાઠન અને રચનાએ દેખા દીધા. જૈનધર્મમાં દેવ દેવીઓની માન્યતા પણ આ હકીકત સાથે જ બેસી શકે એમ છે

જૈનધર્મે મંત્રયાનને અપનાવવા છતાં તેણે પોતાની સૈદ્ધાંતિક દૃષ્ટિ જાળવી રાખી જ છે; એ ભૂલવું જોઇએ નહિ. એ પતનશીલ પરિણામોથી તદ્દન અછૂતો રહેવા પામ્યો છે, એ એની વિશેષતા છે. સ્થૂલિભદ્ર જેવા શ્રુતધરને પોતાની વિદ્યાશક્તિનો દુરુપયોગ કરતાં શિક્ષા કરાયાની જે વિગત મળે છે એ જૈનધર્મની કડક આચાર પદ્ધતિ એટલે જૈનધર્મમાં બીજી વિકૃતિ ઘુસી ન જાય–એનું ઉદાહરણ પૂરું પાડે છે. આ જૈનધર્મે મંત્રવાદને અપનાવ્યો અને નિષેધ પણ કર્યો એ શું તેની અનેકાંતદૃષ્ટિને આભારી હશે?

જૈન ગ્રન્થકારો મંત્ર વિદ્યાના બે પ્રકારો બતાવે છે. પુરુષ દેવતાધિષ્ઠિત તે મંત્ર, જે અમુક પાઠ કરવા માત્રથી સિદ્ધ થાય. અને સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા, જે જપહોમાદિ વિધિથી સધાય. આ દૃષ્ટિએ પાઠ અને વિધિમાં માનસિક શુદ્ધતાની જરૂરત પડે છે તો આધ્યાત્મિક વિદ્યામાં તો તેની અનિવાર્યતા છે જ. બન્નેની સાધનામાં એક જ માર્ગ હોય તો મંત્રવાદ અપનાવવાની જરૂરત શી? એ પ્રશ્ન ઉદ્‌ભવે. વસ્તુતઃ મંત્ર એ ઐહિક લાભાર્થે છે અને તેનો સંબંધ દેવતા સાથે છે. કર્મની ક્લિષ્ટતા અને આવરણો ઓછાં કરવા માટેનો તાત્કાલિક માર્ગ છે. આ અર્થને બાદ કરતાં આધ્યાત્મિક જૈન ધર્મ સાથે મંત્રવાદને બહુ લાગતુવળગતું નથી; એમ સ્પષ્ટપણે કહી શકાય.

જૈનોમાં આજે જેટલા મંત્રો અને વિદ્યાઓ મોજુદ છે તે સર્વમાં સૂરિમંત્ર અને વર્ધમાનવિદ્યા એ બે અધિક પ્રાચીન છે. મહાનિશીથસૂત્રને અંતે વર્ણવિશ્લેષ કરીને લખેલી વર્ધમાનવિદ્યા મળે છે. તે સિવાય કોઈ પણ પ્રાચીન સૂત્રોમાં મંત્ર કે વિદ્યા જોવામાં આવતી નથી; એ અગાઉ કહેવામાં આવ્યું છે. આ હકીકત મંત્રવાદ પ્રત્યે જૈન સિદ્ધાંતની ઉદાસીનતા કે કટ્ટર નિષેધને પૂરવાર કરે છે.

સૂરિમંત્ર અને વર્ધમાનવિદ્યા સંબંધી ભિન્ન ભિન્ન આમ્નાયોના કલ્પોનો આ સંગ્રહ ગ્રન્થ છે. તેને એક પ્રકારે વિધિવિધાનનો જ ગ્રન્થ કહી શકાય. આ સૂરિમંત્રની સાધના તો પ્રત્યેક જૈનાચાર્ય માટે અનિવાર્ય હોવાનું કહેવામાં આવ્યું છે. સૌ સાધુ-મુનિઓ આનો ઉપયોગ કરી શકે એ હેતુ જાળવવાની કોશીશ કરાઈ છે, એમ કહેવું વધુ પડતું નથી. છતાં કેટલીક અગવડોને ભોગ બનવાથી જે કંઈ ત્રુટિઓ રહી જવા પામી છે, તે તરફ દુર્લક્ષ્ય પણ નથી.

સં. ૨૦૦૪ ધૂળેટી
૨૫-૩-'૪૮
"દહેગામ"
(એ. પી. રેલવે)

અંબાલાલ પ્રેમચંદ શાહ

તેથી જ મંત્રોનું પ્રયોગ વિજ્ઞાન અત્યારે તો કોઈક અંધારી ગુફાઓનું નિગૂઢતત્ત્વ બની રહ્યું છે એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી.

જૈનધર્મે મંત્રવાદને ક્યારથી અપનાવ્યો એ શોધી કાઢવું કઠણ છે. શ્રી મોહનલાલ ઝવેરી કહે છે કે, "જૈનોમાં મંત્રવાદની પ્રવૃત્તિ ઠેઠ શ્રીપાર્શ્વનાથના સમય ઇ.સ. પૂર્વે ૮૫૦થી હોવાનું જણાય છે અને તેથી પૂર્વોમાં જે મંત્રવિદ્યાઓ હતી, જેનો અત્યારે નાશ થયો છે તે પાર્શ્વનાથના સમયમાં પણ હતી." ભગવાન મહાવીર અને બુદ્ધના સમયે કેટલાયે આત્મિક-શક્તિ ધરાવનાર મુનિઓ હતા, જેઓ પોતાની વિદ્યા દ્વારા કાર્યસિદ્ધિ કરતા. પણ ભગવાન મહાવીર અને બુદ્ધે આવી વિદ્યાઓનો ઉપયોગ કરતાં તેમને રોક્યા હોવાની કથાઓ પણ આપણને મળે છે.

મંત્રનું ફળ ઐહિક કામનામાં છે. અને જૈનધર્મ ઐહિક સિદ્ધિઓનો નિષેધ કરે એમાં નવાઇ નથી. કોઈ પણ પ્રાચીન સૂત્રોમાં મંત્ર કે વિદ્યાનો ઉલ્લેખ નથી. સંયમપ્રધાન ધર્મમાં ઐહિક કામનાને અવકાશ કેટલો? છતાં વિશ્રુત શ્રુતધરોની કથાઓ ભાગ્યે જ મંત્રસિદ્ધિના પ્રભાવ વિનાની મળી આવે અને મોટા મોટા જૈન વિદ્વાન સાધુઓએ એની સાધના માટે કેટલાંક રચેલાં શાસ્ત્રો પણ મળે છે; એટલું જ નહિ જૈન સાધુઓ મંત્રશાસ્ત્રના અભ્યાસ માટે કેટલીક વખત પતિત સાધુઓ અને ગૃહસ્થોની પરિચર્યા કરતા; એવા ઉલ્લેખો પણ છે. આ વિગતો જૈનધર્મમાં મંત્રવાદનુ સ્થાન પૂરવાર પણ કરે છે.

અલબત્ત, ઐહિક સિદ્ધિઓ માટેની શાસ્ત્રીય રચનાઓ આજે જે ઉપલબ્ધ છે તે મોટે ભાગે ચૈત્યવાસી જૈન યતિઓને આભારી છે. આ ચૈત્યવાસીઓ જૈન મંદિરોમાં સ્થાયીપણે રહીને રોગના ઉપચારો, દોરા, ધાગા અને વૈદું આર્થિકદૃષ્ટિએ કરતા અને મંદિરના વહીવટ માટે દેવદ્રવ્યમાં કેમ વધારો થાય એની ચિંતા પણ કરતા.

જૈનધર્મમાં મંત્રવાદના સ્થાનની હકીકત, સામાજિક માન્યતા સિદ્ધાંતને કેવા ઢાળે વાળી દે છે એનું એક દૃષ્ટાંત પૂરું પાડે છે. આનું કારણ એ છે કે, જૈનધર્મનો સ્વીકાર કરનાર વિવિધ સંસ્કારવાળી જાતિઓ ધર્મના નવા સંસ્કારો તો અપનાવતી પરંતુ તેઓ જૂના સંસ્કારો તજી શકતી નહિ. આથી જ લોકરુચિ જોઇને મોટા શ્રુતધરો પણ આવી રચનામાં કે અભ્યાસમાં લાગી જતા નહિતર, चिट्ठउ दूरे मंतो तुज्झ पणामो वि बहुफलो होइ—એ મંત્ર તો દૂર રહો પરતુ તમને કરેલો પ્રણામ પણ બહુ ફળવાળો છે—એવું કહેનાર-માનનાર શ્રુતધરો મંત્રસિદ્ધિની લાંબી મજલ કરવા-કરાવવાનું ઇષ્ટ ન ધારે. આખર, લોકરુચિને આધીન થયા વિના એમનો છૂટકો ન થયો; જેને પરિણામે જૈનધર્મમાં પણ મંત્રશાસ્ત્રનાં પઠન-પાઠન અને રચનાએ દેખા દીધાં. જૈનધર્મમાં દેવ-દેવીઓની માન્યતા પણ આ હકીકત સાથે જ બેસી શકે એમ છે.

જૈનધર્મે મંત્રયાનને અપનાવવા છતાં તેણે પોતાની સૈદ્ધાંતિક દૃષ્ટિ જાળવી રાખી જ છે; એ ભૂલવું જોઈએ નહિ. એ પતનશીલ પરિણામોથી તદ્દન અછૂતો રહેવા પામ્યો છે, એ એની વિશેષતા છે. સ્થૂલિભદ્ર જેવા શ્રુતધરને પોતાની વિદ્યાશક્તિનો દુરુપયોગ કરતાં શિક્ષા કરાયાની જે વિગત મળે છે એ જૈનધર્મની કડક આચાર પદ્ધતિ એટલે જૈનધર્મમાં બીજી વિકૃતિ ઘુસી ન જાય—એનું ઉદાહરણ પૂરું પાડે છે. આ જૈનધર્મે મંત્રવાદને અપનાવ્યો અને નિષેધ પણ કર્યો એ શું તેની અનેકાંતદૃષ્ટિને આભારી હશે?

જૈન ગ્રન્થકારો મંત્ર વિદ્યાના બે પ્રકારો બતાવે છે. પુરુષ દેવતાધિષ્ઠિત તે મંત્ર, જે અમુક પાઠ કરવા માત્રથી સિદ્ધ થાય. અને સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા, જે જપહોમાદિ વિધિથી સધાય. આ દૃષ્ટિએ પાઠ અને વિધિમાં માનસિક શુદ્ધતાની જરૂરત પડે છે તો આધ્યાત્મિક વિદ્યામાં તો તેની અનિવાર્યતા છે જ. બન્નેની સાધનામાં એક જ માર્ગ હોય તો મંત્રવાદ અપનાવવાની જરૂરત શી ? એ પ્રશ્ન ઉદ્દભવે. વસ્તુતઃ મંત્ર એ ઐહિક લાભાર્થે છે અને તેનો સંબંધ દેવતા સાથે છે. કર્મની ક્લિષ્ટતા અને આવરણો ઓછાં કરવા માટેનો તાત્કાલિક માર્ગ છે. આ અર્થને બાદ કરતાં આધ્યાત્મિક જૈન ધર્મ સાથે મંત્રવાદને બહુ લાગતુવળગતું નથી; એમ સ્પષ્ટપણે કહી શકાય.

જૈનોમાં આજે જેટલા મંત્રો અને વિદ્યાઓ મોજુદ છે તે સર્વમાં સૂરિમંત્ર અને વર્ધમાનવિદ્યા એ બે અધિક પ્રાચીન છે. મહાનિશીથસૂત્રને અંતે વર્ણવિશ્લેષ કરીને લખેલી વર્ધમાનવિદ્યા મળે છે. તે સિવાય કોઈ પણ પ્રાચીન સૂત્રોમાં મંત્ર કે વિદ્યા જોવામાં આવતી નથી; એ અગાઉ કહેવામાં આવ્યું છે. આ હકીકત મંત્રવાદ પ્રત્યે જૈન સિદ્ધાંતની ઉદાસીનતા કે કટ્ટર નિષેધને પૂરવાર કરે છે.

સૂરિમંત્ર અને વર્ધમાનવિદ્યા સંબંધી ભિન્ન ભિન્ન આમ્નાયોના કલ્પોનો આ સંગ્રહ ગ્રન્થ છે. તેને એક પ્રકારે વિધિવિધાનનો જ ગ્રન્થ કહી શકાય. આ સૂરિમંત્રની સાધના તો પ્રત્યેક જૈનાચાર્ય માટે અનિવાર્ય હોવાનું કહેવામાં આવ્યું છે. સૌ સાધુ-મુનિઓ આનો ઉપયોગ કરી શકે એ હેતુ જાળવવાની કોશીશ કરાઈ છે, એમ કહેવું વધુ પડતું નથી. છતાં કેટલીક અગવડોને ભોગ બનવાથી જે કંઈ ત્રુટિઓ રહી જવા પામી છે, તે તરફ દુર્લક્ષ્ય પણ નથી.

સં. ૨૦૦૪ ધૂળેટી
૨૫-૩-'૪૮
"દહેગામ"
(એ. પી. રેલ્વે)

અંબાલાલ પ્રેમચંદ શાહ

# પ્રતિઓનો પરિચય

પ્રતિ પહેલી·

આ ગ્રન્થની પ્રતિ શ્રીસારાભાઇ નવાબના સંગ્રહમાં હતી. જૈન સાધુઓ માટે અત્યંત ઉપયોગી એવો આ ગ્રન્થ અદ્યાવધિ અપ્રકાશિત હોવાથી એને પ્રકાશિત કરવાનો એમનો નિર્ણય થતાં તેમણે એ પ્રતિ મને બતાવી અને એના સંપાદન તથા અનુવાદનું કાર્ય મને સુપ્રત કરાયું.

આ પ્રતિ ૪૯ પત્રની છે. તેની સાઇઝ ૫।''×૨।'' ઇંચની છે. આ પ્રતિ નિત્યપાઠ કરવાની પોથીની જેમ સાધુ હમેશાં પોતાની સાથે રાખી શકે એ દૃષ્ટિએ બનાવાઇ છે. તાડપત્રની પોથીની માફક વચ્ચે છિદ્રવાળી અને એ છિદ્રની આસપાસ એકસરખી રંગીન પત્તીઓના સુશોભનથી ભરેલી છે. અક્ષરો ગોળાકાર, મનોહર, પ્રાયઃ અશુદ્ધ અને સુવાચ્ય છે. પ્રત્યેક પત્રમાં ૭ લીટીઓ અને એક લીટીમાં ૨૭-૨૮ અક્ષરો છે. બીજા પત્રમાં ચતુર્વિધ સંઘને ઉપદેશ આપતા આચાર્યનું ચિત્ર સામાન્ય પ્રકારનું છે.

આ પોથી તેનાં પત્રો અને પદ્ધતિને જોતાં ૧૫મા શતકના ઉત્તરાર્ધમાં લખાઇ હોય એમ લાગે છે. પ્રતિના પ્રથમ કલ્પને અન્તે ગ્રંથાગ્ર ૫૫૮ પોથી લેખકે જ નોંધ્યા છે.

કેટલેક સ્થળે ઉપર નીચે ટિપ્પણુ પણ આપ્યાં છે. ચોંટી ગયેલા પત્ર ૪૩ને કોઇકે ઉખેડતાં કઇક ખંડિત અને ખરાબ થવા પામ્યું છે. એકંદરે પ્રતિની સ્થિતિ સારી છે અને આજસુધી સારી રીતે જળવાએલી લાગે છે.

પ્રતિ બીજીઃ

આ પ્રતિ ઉપર્યુક્ત પ્રતિની સાથે જ જોડાયેલી, તેટલા જ માપની છે. આ પ્રતિની લિપિ બીજા લેખકના હાથની છે. તેનાં પત્રોની સંખ્યા ૬૨ છે. અક્ષરો ગોળ અને ચપટા આકારના છે. પ્રાયઃ અશુદ્ધ અને સુવાચ્ય છે. પ્રતિમાં વચ્ચે સુશોભનો નથી, પણ વચલી જગા ચતુષ્કોણાકારે ખાલી રાખેલી છે. પત્ર ૪૭ સુધી પ્રત્યેક પત્રમાં ૯ લીટીઓ છે અને તે પછીનાં પત્રોમાં ૮ લીટી છે. દરેક લીટીમાં ૨૭-૨૮ અક્ષરો છે. આ પ્રતિના અંતે ગુણસમુદ્ર । સૂરિભ્યો નમઃ લખેલુ હોવાથી જણાય છે કે, શ્રી ગુણસમુદ્રસૂરિના શિષ્ય-પ્રશિષ્યે આ પ્રતિ લખી છે. પોથીની સ્થિતિ સારી છે. પાછલાં પત્રોમાં કંઇક બેદરકારીને લીધે અશુદ્ધિઓ વધુ જણાય છે.

*આ પોથીમાં ૧-૧૫ પત્રોમાં "દુર્ગપદ વિવરણ"–ગ્રંથાગ્ર ૨૩૮, ૧૫ થી ૨૮ પત્રોમાં "મંત્ર કલ્પ"–ગ્રંથાગ્ર ૨૨૦, ૨૯થી ૪૭ પત્રોમાં "મલધારિ સૂરિમંત્ર કલ્પ"–ગ્રંથાગ્ર લગભગ*

૩૦૭ અને ૪૮ થી ૬૨ પત્રોમાં પરચુરણ આમ્નાયોનાં કલ્પો છે. ગ્રંથાગ્ર લગભગ ૨૧૦ છે. કુલે ૯૭૫ ગ્રંથાગ્ર પ્રમાણ છે.

આમ બંને પોથીઓનું ગ્રંથાગ્ર અનુક્રમે ૫૫૮+૯૭૫=૧૫૩૩ લગભગ છે.

પ્રતિ ત્રીજી:

વધા કલ્પ ગ્રંથની આ પોથી અમદાવાદ ડેલાના ભંડારની ડા. નં. ૪૬ પ્રત. નં ૩૧ તથા પત્ર ૮ની તેની સાઇઝ ૧૦।"×૪।" ઇંચની છે. પોથી એકંદરે સુવાચ્ય અને પ્રાય: દરેક પત્રમાં ૧૮ લાઇનો અને દરેક લાઇનમાં ૪૪-૪૫ અક્ષરો છે. પ્રતિ સારી છે. આમ અશુદ્ધ છે. આ ત્રણ પ્રતિઓ ઉપરથી જ સળંગ પાઠ લેવાયો છે. બીજાં પાઠાંતરો માટેની પ્રતિ મેળવી શકાઈ નથી.

અનુવાદનાં છપાતાં ફોર્મ હું જોઇ શકયો નથી તેથી તેમાં કેટલીક ત્રુટીઓ અને અશુદ્ધિઓ રહી જવા પામી છે, એ વાચકોને સૂચવવું ભૂલતો નથી.

સં. ૨૦૦૪ ધૂળેટી
૨૫-૩-'૪૮
દહેગામ
(એ. પી. રેલ્વે)

# વિષયાનુક્રમ

## ચિત્રાનુક્રમ

## શ્રીમેરુતુંગસૂરિ રચિત

# સૂરિમુખ્યમંત્રકલ્પનો અનુવાદ

શ્રીમાન્ પાર્શ્વનાથ ભગવાનને તથા ગણધર ગૌતમસ્વામી ગુરુ મહારાજને નમસ્કાર કરીને ગુરુ મહારાજે ઉપદેશેલા શ્રેષ્ઠ સૂરિમંત્રનું હું વિવરણ કરું છું. ૧

હમણાં બધા ગચ્છોમાં જે કારણોથી જેવો આમ્નાય ભેદ છે, તેવો હોવા છતાં પણ બધી સિદ્ધિઓનું કારણ તો એક જ છે એમ જાણવું જોઇએ. ૨

દેવી ચક્રેશ્વરી હમેશાં જેનું સાંનિધ્ય કરે છે તે આ શ્રી અંચલગચ્છ નામનો વિધિપક્ષ જય પામે છે. ૩

પૂજ્ય શ્રી આર્યરક્ષિતસૂરિએ જે સૂરિમંત્ર પૂર્વે પ્રગટ કર્યો છે, તેનો સંપ્રદાય તમે સાંભળો. ૪

અવધિજ્ઞાની જિનેશ્વર તથા બીજા બધા એવા અનંતાનંત જિનેશ્વરો—જેવા કે, અવધિજ્ઞાની જિનેશ્વરો, કેવલી જિનેશ્વરો, આ ભવમાં કેવલી થએલા અને બીજા ભવમાં કેવલી થનારાને—નમસ્કાર થાઓ. ૫

ચૌદ પૂર્વધારી, અગિયાર અંગધારી, એકવાર જાણવાથી કદી ન ભૂલે તેવા બુદ્ધિવાળા, મૂળ અર્થને જાણવાથી શેષ તમામ અર્થને જાણવાની બુદ્ધિવાળા—તે સર્વને નમસ્કાર થાઓ. ૬

ઉગ્ર તપ, ચારિત્ર અને કરણને ધારણ કરનારા બધાયે જિનેશ્વરોને પ્રથમ નમસ્કાર થાઓ. તે પછી ગૌતમસ્વામીને તથા સુધર્મસ્વામીને હું નમસ્કાર કરું છું. ૭

પાંચ, સાત, નવ, આઠ, નવ, અગિયાર, છ, નવ, દસ, નવ તથા સાત, દસ, સાત, સાત અને પંદર એવા અણુપરિમાણવાળા વર્ણો યુક્ત લબ્ધિપદોને નમસ્કાર થાઓ. ૮

સર્વત્ર સ્તુતિ વગેરેમાં પ્રણવ મંત્રો પોતાની તથા બીજાની શાંતિ અને સંતોષ માટે માયા, વશીકરણ અને ક્ષોભમાં જ્ઞાન અને બુદ્ધિની તૃપ્તિ માટે હોય છે. ૯

આદિમાં એકી સાથે ત્રણે ન થઈ શકે તે બીજપૂર્વકનું ધ્યાન કહેવાય છે. મોક્ષને માટે સોળ વિદ્યાપદોના આરંભમાં જે ધ્યાન કરવામાં આવે તે નિર્બીજ ધ્યાન કહેવાય છે. ૧૦

એ બધામાં સિજ્ઝઉ અંતવાળા ત્રીશ ગુણોથી યુક્ત વર્ણો હોય છે. એ પ્રકારે પ્રથમ પીઠમાં ૧૭૨ વર્ણો હોય છે. ૧૧

ૐ રૂપ પ્રણવ મંત્ર ભગવાનને નમસ્કાર થાઓ. વિદ્યા પર્યંત તેત્રીશ વર્ણોવાળી બાહુબલીવિદ્યા સ્વપ્ન નિમિત્તે કહેવાય છે. ૧૨

'हिलिहिलि किलिकिलि' એ પ્રકારે આઠ અક્ષરો ઋષભવિદ્યાની મધ્યમાં હોય છે તે ચક્રેશ્વરી દેવીએ આપેલી છે અને બીજી પીઠમાં સ્થાપન કરેલી છે ૧૩

હવે વગ્ગુવગ્ગુથી લઇને મહુમહુરે સુધીના બાવીશ વર્ણો સૌભાગ્યવિદ્યા કહેવાય છે તેનું યોનિમુદ્રાવડે ધ્યાન કરવું જોઇએ ૧૪

हिलिहिलिથી લઇને आयरियकालि સુધીના ૩૮ વર્ણો હોય છે એ પ્રકારે બીજી પીઠમાં બધા મળીને ૯૩ અક્ષરો થાય છે ૧૫

इरियाથી લઇને कालि महाकालि સુધીના ૩૫ વર્ણો હોય છે તે ત્રીજી પીઠમાં લક્ષ્મીના ફળ માટે લક્ષ્મીદેવીએ સ્થાપન કરેલા છે ૧૬

इरि इरि कालिથી લઇને आयरिय आयरिय कालि પર્યંતના ૪૬ વર્ણો ચોથી મંત્ર પીઠમાં હોય છે ૧૭

પાંચમી મંત્રપીઠમાં इरि मेरूથી લઇને आयरिय मेरू સુધીના ૩૦ વર્ણો અને स्वाहाથી યુક્ત ૩૨ વર્ણો હોય છે એમ જાણવું ૧૮

સમગ્ર સૂરિમંત્રમાં ૩૭૮ વર્ણો છે તેના અગિયાર શ્લોકો અને ૨૬ અક્ષરો થાય છે ૧૯

સૂરિમંત્ર પટમાં ૪૦૭ અક્ષરો હોય છે પ્રણવ એટલે ૐને ઉચિત સ્થાનમાં મુકવાથી અને स्वाहाને ગ્રહણ કરતા ચાર અક્ષરો વધુ જાણવા ૨૦

અક્ખીણમહાણસિલબ્ધિ અને સર્વલબ્ધિ આ બે પક્ષે ગચ્છાધિપ મંત્રપટમાં સુધર્મે પદથી આગળ હોય છે ૨૧

આમ ૧૩ અને ૮ મળીને કુલ ૨૧ વર્ણો અહીં અધિક થાય છે અને તેથી ૧૩ શ્લોક તેમજ ૧૨ અક્ષરો બધી સંખ્યા ગણતા થાય છે ૨૨

जावइया तावइया (એટલે જેટલા તેટલા) બાર વગેરે અને અઢાર વગેરે લબ્ધિપદો હોય છે પણ આ વચનથી સોલ અને અઢાર લબ્ધિપદો અહીં થાય, એમ જાણવું ૨૩

આની સાધના કરતા જે કોઇ પ્રતિપદે જે ફળ વિચારે તે ફળ પૂર્વ ઋષિઓએ રચેલા શ્રીમંત્રકલ્પથી જાણવું ૨૪

ઉપાધ્યાયવિદ્યા—ॐ ह्रीं સાથે પાંચ પરમેષ્ઠિ પદોના ૪૫ વર્ણો થાય છે અને ॐ ह्रीं नमोથી લઇને विद्या સુધીના ૫૪ વર્ણો થાય છે ॐ वीरे वीरेથી લઇને महाबले स्वाहा સુધીનો મંત્ર છે ॐ ह्रीं ऐं એ બે બીજથી યુક્ત બે વારના वीर પદ સાથે પાંચ પદો થાય છે जयाद्याના ચાર પદો અને બે વાર ન બોલતા सव्वट्ठ સુધીના પદો મુખ્ય છે પાંચે પદો સાથે લાગ્યા હોય ત્યારે ૮૫ વર્ણો થાય છે પ્રથમ વર્ણોથી યુક્ત આ પદોના, જેમાં બે વર્ણો ઓછા રહે એવા છ શ્લોક સંખ્યા થાય છે અક્ષ (સ્થાપનાચાર્ય) અને નિષદ્યા (ઉપા

ક્રય)ની સાથે ઉપાધ્યાય પદને યોગ્ય એવા યોગ્ય શિષ્યને બધાં કાર્ય (ની સિદ્ધિ) કરાવનારી આ વિદ્યા આપવી.

આ પ્રકારે મહોપાધ્યાય મંત્ર છે.

પ્રવર્ત્તક મંત્ર—ૐ નમોથી લઇને વિદ્યા સુધીનાં પદોની સંખ્યા ૪૧ જાણવી. પછી ૫, ૪, ૪, ૪ (ત્રણ વખત ચાર), ૬, ૨, ૪, ૪, ૪, ૪, ૪, ૪ (૭ વખત ચાર), ૩, ૬, ૨, ૩, ૩, ૫, ૪, ૬, ૨ એ પ્રમાણે ૨૨ વર્ણ પદો તેમજ ૮૮ અને ૪૧ અક્ષરોથી સહિત ગણતાં ૧૨૯ વર્ણો થાય છે.

ચાર શ્લોક અને એક અક્ષર અધિક પ્રમાણવાળો આ મંત્ર મહત્તર અને મહત્તરાને દેવો જોઇએ. પદ વિના નેવું માત્રામાં આ અતિશય વિદ્યા છે.

અહીં મહત્તરોમાં એ શબ્દથી મહત્તર એટલે પ્રવર્ત્તક અને સાધ્વીને અપાતું મુખ્ય પદ મહત્તરા છે. એટલે એ બંનેનો દ્વન્દ્વ સમાસ (થતાં महत्तरयोः એ પદ સિદ્ધ થાય) છે.

આ પ્રકારે પ્રવર્ત્તક મંત્ર છે.

સ્થવિર મંત્ર—ૐ ह्रीं नमोथी લઇને स्वाहा સુધીના મંત્રપદો છે. ૐ ह्रीं સહિત પાંચ પરમેષ્ઠિ પદોના ૪૫ વર્ણો થાય છે. જિન, અવધિજિન, પરમાવધિ જિન, સર્વાવધિ જિન– એ બધાને નમસ્કાર થાઓ. ૧

તે પછી કુષ્ટબુદ્ધિ—એક વાર જાણવાથી ન ભૂલે તેવા, સ્વપદાનુસારી– એક પદ ઉપરથી અનેક પદોનું અનુસંધાન કરવાની શક્તિવાળા, સંભિન્ન શ્રોતા– શરીરના સર્વ અવયવોથી જે સાંભળી શકે એવા લબ્ધિવાળા સાધુ, ચતુર્દશ પૂર્વી– ચૌદ પૂર્વના જ્ઞાનવાળા, અષ્ટાંગ નિમિત્તને જાણનારા કુશળ સાધુ, વૈક્રિય શરીરની લબ્ધિને પ્રાપ્ત થએલા, વિદ્યાધર, પ્રશ્ન શ્રમણ સાધુ, આકાશગામી, અને છઠ્ઠા બહુવચનવાળા અનંત પૂર્વાચાર્યોને નમસ્કાર થાઓ. ૨–૩ ૐ ह्रीं ह्रं એ પ્રથમ પદમાં અને ૐ ह्रीं એ બાકીના બીજા આદિ પદમાં આવે છે. ૮, ૯, ૧૧, ૧૦, ૧૧, ૯, ૧૦, ૧૦, ૧૧, ૧૪, ૧૩, ૯, ૧૦ તેમજ ૧૦–એમ બધા મળીને ૧૪૫ વર્ણો થાય છે. ૪

(પાછળ કહેલા) મહત્તરા મંત્રમાં (ૐ नमो भगवओथी લઇને) वद्धमाणवीरे સુધીના ૬૪ વર્ણો છે. ૫.

જયા, વિજયા, જયંત, અપરાજિતા અને સર્વાર્થસિદ્ધ સુધીના ૧૮ વર્ણો છે. અને अणिहए महाणसे महाबलेના ૧૨ વર્ણો છે. ૬

मा चलथी લઇને स्वाहा સુધીના ૧૩ વર્ણો છે. પ્રણવમંત્ર ૐ, કર–૨, યુગ–૪, ઋતુ–૬, મનુ–૧૪ પ્રમાણવાળા સ્વરયુકત વર્ણો हर એ પ્રમાણે અને ह्र વર્ણ બિંદુ સહિત ह्रां ह्रीं ह्रूं ह्रौं અને વિસર્ગ સહિત ह्र વર્ણ–જેવા કે, ह्रः । ઋતુ–૬, મનુ ૧૪ સ્વર અને બિંદુ

યુક્ત સ્ત વર્ણો-જેવા કે, સ્તૂં સ્તૌં । વળી સ્વાહા એ પ્રકારે દશ વર્ણો-એમ બધા મળીને ૩૦૭ વર્ણો થાય છે. ૭-૮

(વ્યાખ્યાનો અર્થ ઉપર આવી જાય છે.)

એ પ્રકારે ૯ શ્લોક અને ૧૯ અક્ષરોનું પ્રમાણ કુલ થાય છે. આ પ્રકારે ત્રણ ભવનના મનુષ્યોનાં મનને આનંદ પમાડનારો સ્થવિર મંત્ર કહેલો છે.

આ પ્રકારે સ્થવિર મંત્ર છે.

ગણાવચ્છેદક મંત્ર—

પ્રણવ ॐ, માયાબીજ ह्रीं અને જિનબીજ अर्हम् તેમજ છઠ્ઠા સ્વર અને વિસર્ગ વડે તથા ચૌદ સ્વરોથી યુક્ત हर એ પ્રકારે ક્રમશઃ ત્રણ વર્ણો છે. ૧

બિંદુ યુક્ત આદિમાં અને અંતે हूं ह: ह्रौं એ પ્રકારે વર્ણો હોય છે. તે પછી वर्धमानस्वामिने स्वाहा એ પદ હોય છે. તે પછી પ્રણવ ॐ થી યુક્ત वीरे वीरे जयवीरे तह महावीरे એવું પદ હોય છે. તે પછી सेणवीरे वद्धमाणवीरे जया विजया તથા जयन्त अपराजित सव्वट्ठसिद्ध તેમજ निव्वुए પદો હોય છે. ૩

તે પછી महाणसे महावले स्वाहा એ પ્રકારે ગણાવચ્છેદ વિદ્યામાં પ્રથમ ૧૮ વર્ણો હોય છે. તે પછી ૫, ૪, ૪, ૪, ૬, ૨, ૩, ૩, ૫, ૫, ૩, ૪, ૪, ૨—એમ બધા મળીને કુલ ૫૪ વર્ણો થાય છે. તેની શ્લોક સંખ્યા બે અને ૧૮ અક્ષરો ગણાવચ્છેદક મંત્રમાં હોય છે. ૪-૫.

આ પાંચ મુખવાળી વિદ્યા સૂરિવિદ્યા કહેવાય છે. તેને યંત્રમાં આલેખીને હમેશાં વિધિપૂર્વક પૂજવી અને ધ્યાન કરવું. ૬

આ બધાનાં યંત્રો લખવાની વિધિ આગળ કહેવાશે.

આ પ્રકારે ગણાવચ્છેદક મંત્ર છે.

વાચનાચાર્ય અને પ્રવર્તિનીના મંત્રો—

ॐ ह्रीं થી લઈને स्वाहा સુધીનો આ મંત્ર છે. ॐ ह्रीं યુક્ત પાંચ પરમેષ્ટિ પદોનાં ૪૫ વર્ણો થાય છે. ॐ ह्रीं नमः થી લઈને विज्जा સુધીના ૪૨ વર્ણો છે. તે પછી ૫, ૪, ૪, ૪, ૬, ૨, ૩, ૩, ૫, ૪, ૨-(એમ કુલ ૪૨ વર્ણો) થાય છે. બધા વર્ણોની શ્લોક સંખ્યા ૪ અને બાકીના ૩ વર્ણો છે. ૧. ૨.

બધાં કાર્યો કરનારાએ (એવા આચાર્યે) આ વિદ્યા શુભ દિવસે વાચનાચાર્ય અને પ્રવર્તિનીને અતિશયવાળા ચૈત્યમાં વિધિપૂર્વક આપવી. ૩.

આ પ્રકારે વાચનાચાર્ય અને પ્રવર્તિનીનો મંત્ર છે.

પંડિત મિશ્ર મંત્ર—

ॐ नमो થી લઈને स्वाहा સુધીનો મંત્ર છે. પ્રણવ મંત્ર ॐ भगवओ થી લઈને स्वाहा

સુધીમાં વિદ્યા સુધીના ૩૫ વર્ણો છે. ત્યાર પછી ૫, ૮, ૩, ૪, ૪, ૬, ૬, ૨–એમ કુલ ૩૮ વર્ણો છે. એ બધા મળીને ૭૩ વર્ણો થાય છે. એની શ્લોક સંખ્યા ૨ તેમજ ૯ અક્ષરોની છે.

આ વિદ્યા યોગ્ય એવા પંડિત મિશ્રને આપવી જોઈએ.

આ પ્રકારે પંડિત મિશ્ર મંત્ર છે.

ઉપાધ્યાય, પ્રવર્ત્તક આદિને યોગ્ય આ છ વિદ્યાઓ શ્રી વર્ધમાનસ્વામીએ કહેલી છે. તેથી આ બધી વિદ્યાઓ 'વર્ધમાનવિદ્યા'ના નામે ઓળખાય છે.

તેમાં પણ પહેલી ચાર (ઉપાધ્યાય, પ્રવર્ત્તક, સ્થવિર અને ગણાવચ્છેદક) વિદ્યાઓ જેને હોય છે તે મોટાઈને પ્રાપ્ત કરે છે. પટમાં તેમનું જ યંત્રાલેખન કરવું જોઈએ. બીજી બે વિદ્યાઓ (વાચનાચાર્ય, પ્રવર્ત્તિની અને પંડિત મિશ્ર)નું યંત્રાલેખન ન કરવું.

अर्हम्

ગચ્છનાયકની પ્રતિષ્ઠા સમયે પહેલી જે ઋષભવિદ્યા અપાય છે તે પ્રકાશમાં મુકવામાં આવે છે. ॐ नमो अरिहंताणं થી લઈને मंगलं સુધી બોલવું. અથવા પાંચ પદો જ બોલવા. અથવા ॐ नमो जिणाणं થી લઈને स्वाहा સુધી બોલવું.

પૂર્ણ પરમેષ્ઠિના ૭૨ વર્ણો છે અને પાંચ પદોના ૪૭ વર્ણો અથવા છ નંદિ પદમાં ૫૨ વર્ણો હોય છે. કહ્યું છે કેઃ—

બધી વિદ્યાઓની સ્મૃતિમાં પ્રથમ પૂર્ણ પાંચ નમસ્કાર હોય છે. અથવા પ્રણવાદિ પાંચ પદવાળી વિદ્યા મુનિએ કહેવી જોઈએ.

અથવા—જિન, અવધિજિન, પરમાવધિજિન, સર્વાવધિ જિન, અનંતાવધિ જિન અને કેવલી જિન એ છને નમસ્કાર થાઓ. તે પછી—પ્રણવ ॐ नमो भगवओ થી વિદ્યા પર્યંત ૩૨ વર્ણો અને ॐ થી अपराजित પર્યંત ૪૩ વર્ણો થાય છે. તે પછી ૪, ૪, ૩, ૩, ૩, ૪, ૪, ૩, ૪, ૪, ૩, ૩, ૩, ૩, ૩, ૩, ૩, ૪, ૫, ૫, ૩, ૨, ૨–એ કુલ મળીને ૭૮ વર્ણો થાય છે. એટલે બધા મળીને(૩૨+૪૩+૭૮) ૧૫૩ વર્ણો ઋષભસ્વામી વિદ્યામાં હોય છે. આમ ત્રણ પ્રકારે કહેલાં લબ્ધિપદોના કારણો આગળ કહેવામાં આવે છે. ૬

પહેલો ભેદ સમગ્ર કાર્ય સિદ્ધિ માટે છે. બીજો ભેદ મોક્ષ કારણ માટે છે. અને ત્રીજો ભેદ જ્ઞાનકાર્યો માટે છે. આ પ્રકારે લબ્ધિપદોનો ક્રમ છે. ૭

પ્રતિષ્ઠા મુહૂર્તની પહેલાં ગચ્છનાયકના પદને જે યોગ્ય હોય તેને આ વિદ્યાઓ શુભ દિવસે દેવી અને તેણે તે જ પ્રકારે સાધવી જોઈએ. ૮

✓ જે દેવની વિદ્યા હોય તેના અતિશયવાળા ચૈત્યમાં ચાર ચાર ઉપવાસનો તપ કરીને ૧૦૮ ઉત્તમ પુષ્પો વડે વિદ્યામાં રમણ કરતા મનવાળા મુનિએ તે દેવને પૂજવા જોઈએ. અને ઉત્તમ પ્રકારના ૧૦૦૮ અક્ષત–ચોખા તેમના ઉપર નાખવા જોઈએ. ૯–૧૦ ✓

તત્ત્વને જાણનારાને આ વિદ્યા સારીરીતે સિદ્ધ થાય તો જ આ કાર્યમાં તેમને નિયુક્ત કરવા જોઈએ, ન થાય તો ન લગાડવા એવી જિનેશ્વરની વાણી છે. ૧૧

વર્ધમાનસ્વામીએ કહેલી હોવાથી આ 'વર્ધમાનવિદ્યા' નામે ઓળખાય છે. તેથી શ્રીવીર ચૈત્યના ચિહ્નથી આ બધી વિદ્યાઓ સાધવી જોઈએ. એવી મારી મતિ છે. ૧૨

પ્રતિષ્ઠા લગ્નમાં અથવા વાસક્ષેપના સમયે સૂરિમંત્રની ચારે પીઠની વિદ્યા આપતાં આ (ઋષભવિદ્યા) સૌથી પ્રથમ પ્રતિષ્ઠાસમયે દેવામાં આવે છે. ૧૩

તે પછી સાત મેરુઓ આપવા જોઈએ. આમ ઋષભવિદ્યાને સાધીને સૂરિમંત્ર સાધવો જોઈએ. ૧૪

अर्हम्

**તેની સાધના વિધિ આ પ્રકારે છે:—**

જે દેશમાં ચક્રવર્તી અથવા રાજા રાજ કરે છે, જ્યાં પોતાના સૈન્ય કે બીજાના સૈન્યનો ઉપદ્રવ નથી. જ્યાં દુર્ભિક્ષ ન હોય, જ્યાં વિશિષ્ટ તીર્થ હોય તે દેશમાં સુંદર બોલીવાળાં શકુનો પૂર્વક ગુરુની આજ્ઞા લઈને જવું અને ત્યાં વિદ્યા, લક્ષ્મી અને ધર્મમાં આગળ પડતા મનુષ્યોવાળા ક્ષેત્રમાં, જ્યાં દુષ્ટ મનુષ્ય અને તિર્યંચોની દૃષ્ટિ ન પડે ત્યાં રહીને શ્રીઋષભદેવના, ચંદ્રપ્રભુના કે શ્રીમહાવીરસ્વામીના ચૈત્યમાં જો આ (મંદિરો) ન હોય તો બાધા રહિત સમતલ ભૂમિ ઉપર અને જ્યાં બહુ ઓછા મનુષ્યોની અવરજવર હોય તેવા પૂર્વોત્તરાભિમુખ ધર્મસ્થાનમાં ઋષભદેવ, ચંદ્રપ્રભુ કે મહાવીરસ્વામી માથી કોઈના જન્મકલ્યાણક અથવા જ્ઞાનકલ્યાણક થયાં હોય તેવા સ્થળે અત્યત નિર્મળ દિશા અને આકાશ હોય એવા ચંદ્રબળવાળા દિવસે બધી (છ) વિગઈઓનો ત્યાગ કરી પવિત્ર અને ચંદનલેપ કરેલા પટમાં શ્રીસૂરિમંત્ર યત્રને સ્થાપન કરીને અથવા વહી આકારવાળા (લાંબા ઓળિયા જેવા) પટમાં સુગંધી દ્રવ્યોવડે સુવર્ણમય હજાર પાંખડીવાળા કમલપત્રમાં શ્રીગૌતમસ્વામીની મૂર્તિને આલેખી તેની નીચે ઑં ક્રોં હ્રીં શ્રીં આલેખવું અને તે પછી આગળ કહેવાશે એ વિધિએ તેનો જાપ શરૂ કરવો.

**જાપવિધિ આ પ્રકારે છે—**

ભૂમિ, શરીર અને વસ્ત્રની શુદ્ધિ અને શરીરની રક્ષા વગેરે ક્રમશઃ મંત્રો વડે કરીને આવાહનાદિ પાચ મુદ્રાઓ કરવી. ૧

✓ ત્રણ પ્રકારે (મન, વચન અને કાયા વડે) બ્રહ્મચર્યવ્રત પાલન કરી, થોડા પાણીથી સ્નાન કરી, પવિત્ર સફેદ અને સારાં વસ્ત્રો પહેરી, ઈર્યાપથિકી પ્રતિક્રમી, શુદ્ધભૂમિમાં પવિત્ર આસન ઉપર સૂરિએ બેસીને ૐ ભૂ થી લઈને સ્વાહા સુધીનો એ પ્રકારે મંત્ર બોલતાં (સૂરિએ) સૂરિમંત્ર અને પોતાના ઉપર ચારે બાજુએ ત્રણ વખત વાસક્ષેપ નાખીને ભૂમિશુદ્ધિ કરવી. ૧ ✓

ॐ अमृते થી લઇને स्वाहा સુધીના એ પ્રકારે મંત્ર ઉચ્ચારતાં પોતાની સન્મુખ ડાબા હાથની ટચલી આંગળી વડે ડાબી ટચલી આંગળી વાળીને નીચે બે હાથ ઊલટાવવા. એ પ્રકારે **ગરુડમુદ્રા** વડે યંત્રની ચારે બાજુએ ત્રણ વખત કુંડની કલ્પના કરવી. ૨

ॐ अमले થી લઈને स्वाहा સુધીના એ પ્રકારે મંત્ર બોલીને અંજલિમાં વાસક્ષેપ નાંખી બધાં તીર્થોનાં પાણી ત્યાં કલ્પીને બધા અંગના સ્પર્શ વડે સ્નાન કરવું. ૩

ॐ विद्युत् થી લઈને स्वाहा સુધીના એ પ્રકારે મંત્ર બોલી બે હાથને સ્વસ્તિકાકારે ગોઠવી બે હાથના પંજાને ભુજાના મધ્યભાગમાં સ્પર્શ કરવા વડે પાપનું દહન કરવું. ૪

ॐ विमलाय થી લઈને स्वाहा સુધીના એ પ્રકારે મંત્ર બોલીને જમણા હાથના સ્પર્શ વડે ત્રણવાર વક્ષઃસ્થળની શુદ્ધિ કરવી. ૫

✓ તે પછી ક્ષિપીતંથી લઇને માલે સુધીના એ પ્રકારે પૃથ્વ્યાદિ (પૃથ્વી, અપ, તેજ વાયુ અને આકાશ)ને ક્રમ અને ઉત્ક્રમથી હાથના સ્પર્શ વડે ત્રણ વખત સકલીકરણ કરવું. ૬ ✓

ॐ मालेથી લઇને संघौ ह्रा સુધીના મંત્રવડે ડાબા અંસમાં ક્રમ–ઉત્ક્રમથી ડાબા હાથના સ્પર્શ વડે આત્મરક્ષા કરવી. ૭

તે જ અંગુષ્ઠ ભાગની પીઠે ॐ, અંગુષ્ઠના તળિયે ह्रां, તર્જનીમાં ह्रीं, મધ્યમામાં ह्रूं, ह्रैं સાવિત્રીમાં ह्रौं, કનિષ્ઠામાં ह्रः (એ પ્રકારે બોલીને)તે પછી બે હાથના પંજાની અંગુઠા આદિ આંગળીઓમાં અરિહંત ભગવાન વગેરેને સ્થાપવા. ૮

ॐ ह्रीं ईन्द्राय स्वाहा એ પ્રકારે બોલીને દશે દિશાઓમાં વાસક્ષેપ કરવો. ૯

તે પછી ચૈત્યવૃક્ષની છાયામાં બેઠેલા પાદ અને પીઠથી યુક્ત સિંહાસન તથા છત્ર અને બે ચામરોથી યુક્ત **ગૌતમસ્વામીની** પીઠનું ચિંતવન કરી સુગંધી વાસ (ક્ષેપ ને અંજલિમાં નાખી ॐ क्रौं થી લઇને संवौषट् સુધી એ પ્રકારે બોલીને હૃદય કમળમાંથી સ્ફુરાયમાન રશ્મિ મંડળને બાર ભાગે માપીને તન્મય બની જઇ બ્રહ્મસ્થાનમાં પ્રગટ એવા **ગૌતમસ્વામીનું** ધ્યાન કરી તેમાંથી લઇને આવાહન મુદ્રા વડે સ્થિર ધીરાનું આવાહન કરવું. તેને સાવિત્રી આંગળીના મૂળમાં અંગુઠો મૂકીને વાસથી યુક્ત અંજલિમુદ્રા કરવી. ૧

आं क्रौंથી લઇને ठः ठः સુધી બોલીને અધોમુખવાળી તે જ મુદ્રાને (અંજલિમુદ્રાને) સ્થાપનમુદ્રા વડે પીઠના સિંહાસન ઉપર કમલમાં સ્થાપવી. ૨

आं क्रौंथी લઇને वषट् સુધી બોલીને ઊર્ધ્વ અંગુઠા ઉપર બંને મુઠીઓને મેળવવાથી સંન્નિધાપનીમુદ્રા વડે સ્થાપન કરવું. ૩

आं क्रौंथी લઇને स्थेयम् સુધી બોલીને અંગુઠાની અંદર બે મુઠીઓ મેળવવાથી સન્નિરોધનીમુદ્રા વડે તેનો નિરોધ કરવો. ૪

આ ક્રૌંથી લઈને મઃ સુધી બોલીને તર્જની આગળીને લબાવી, મધ્યમા આગળી ઉપર મુકેલા અગુઠા ઉપર આગળી મુકવી એ પ્રકારે અવગુંઠનીમુદ્રા વડે ઢાકવું ૫

ત પછી અ આ થી લઇને ઐ સુધીને પૂર્વ દિશાના ચોકમા, ઓ ઔને ઊર્ધ્વ દિશામા, અ અઃ ને અધો દિશામા વિઘ્નના નાશ માટે નખછોટિમ દેવી ૬

શ્રી ગૌતમસ્વામીની ચારે બાજુએ નીચે મુખે સુધાને વર્ષાવતા કામધેનુમુદ્રા વડે ત્રણ પ્રદક્ષિણા પૂર્વક સજીવતા પ્રાપ્ત કરવા માટે અમૃતીકરણ કરવું ૭

આ ક્રૌંથી લઇને નમ સુધી બોલીને ગૌતમસ્વામી ઉપર અજલિ વડે બુદ્ધિથી કલ્પેલી ગધપૂજા કરવી ૮

તે પછી સોનાના કમળમા બેઠેલા અને પ્રતિહાર્યોથી યુકત શ્રી ગૌતમસ્વામીને ચતુર્વિધ શ્રી સઘ અને દેવીઓ સહિત ઇન્દ્રાદિ દેવો નમી રહ્યા છે, એ પ્રકારે ચિતવીને આ ક્રૌં હ્રીં શ્રીં થી લઇને સવૌષટ્ સુધી બોલવુ

અહી તેમના સ્વરૂપનુ ધ્યાન કરવુ તે આ પ્રકારે—

પૂર્વ દિશાએ વિદ્યાપીઠમા પ્રતિષ્ઠિત સરસ્વતી, દક્ષિણ દિશામા માનુષોત્તર પર્વત મા રહેલાની હજાર ભુજાવાળી ત્રિભુવનસ્વામિની, પશ્ચિમ દિશામા પદ્મદ્રહમા પદ્મમા બેઠેલી ચાર હાથવાળી વિજયા જયા, જયંતી, નદા અને ભદ્રાથી યુકત સુવર્ણના આભૂષણોથી વિભૂષિત, આગળની શ્રેણીમા રહેલા નવનિધાનવાળી શ્રી દેવતા, ઉત્તર દિશામા એક હજાર યક્ષ પતિઓ અને વીશ ભુજાવાળા ગણિપિટક યક્ષરાજનુ ધ્યાન કરવુ પૂર્વાદિ ચાર દિશાઓમા ૬૪ ઇંદ્રો પૂર્વાદિ ચારે દિશાઓમા ૧૬ વિદ્યાદેવીઓનુ ધ્યાન કરવુ વળી ૨૪ યક્ષો, ૨૪ યક્ષિણીઓને આવાહનમુદ્રા વડે હૃદયકમળમાથી પૂર્વની માફક આવાહન કરવુ તે પછી અહીં પણ આ ક્રૌં થી લઇને સવૌષટ સુધી બોલીને સ્થાપની આદિ મુદ્રાઓ વડે તેમની પૂર્વની માફક જ સ્થાપના કરવી પછી નખછોટિકા, અમૃતીકરણ અને ગધાદિ પૂજા કરવી તે પછી સવત ( ) અમુક વર્ષે, અમુક માસે અમુક તિથિએ, અમુક વારે હુ અમુક સૂરિનો શિષ્ય અમુક સિદ્ધિ માટે અમુક જાપનો આરભ કરુ છુ, એ ધ્યાન કરીને નમ સદ્ગુરુભ્ય એ પ્રકારે બોલીને ચદ્ર વડે રાજસરૂપવાળા રકતવાયુનુ રેચન કરીને ફરીથી ચદ્ર વડે જ સત્ત્વગુણવાળા શ્વેત વાયુનુ આ કર્ષણ કરી તેને નાભિમા સ્થાપન કરી પ્રસન્ન મુખે મૌન ધારણ કરી દાતે દાત લગાડી નાસિકા સન્મુખ અથવા ગૌતમસ્વામીની મૂર્તિમા દૃષ્ટિ રાખીને જીભને હલાવ્યા વિના જ સ્મરણ શરૂ કરવું તે આ પ્રકારે કરવું —

સવત્ર લબ્ધિપદો અને પીઠો જ્ઞાનધનને માટે શ્રીં પૂર્વક, વશ્યાદિ કાર્ય માટે હ્રીં પૂર્વક શાતિ કાર્ય માટે ૐપૂર્વક અને કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રા વડે અથવા મુદ્રા રહિત ૐ હ્રીં શ્રીં થી રહિત કેવળ ધ્યાન કરવું

બે વાર સ્નાન અને સુગંધી વિલેપન કરવું. (મન, વચન અને કાયા) ત્રણ પ્રકારે શીલ શુદ્ધ રાખવું. પ્રતિક્રમણ, પ્રતિલેખના-પૂજા અને ચૈત્યવંદન સિવાય બીજી વ્યાખ્યા કે પઠન–પાઠન ત્યજવું. બધી વિગઇઓનો ત્યાગ કરીને હાથથી એક લાખ પ્રમાણ જાપ કરવો. જાપના પ્રકારો આગળ કહેવાશે.

આ પૂર્વસેવા કહેવાય છે.

આ પૂર્વસેવા કર્યા પછી (આરાધક) પાપ વિનાનો અને અતિશયવાળો થાય છે. લાખ જાપ કર્યા પછી યથાશક્તિ ધ્યાન કરીને જાગૃત આત્માનું વિસર્જન કરવું. જેમ–જમણા હાથની મુઠી વાળીને તર્જની અને મધ્યમા આંગળીને પસારી અસ્રમુદ્રાવડે શ્રી **ગૌતમ-સ્વામીનું** આસન જરા ચલાવીને ૐ પૂર્વક બોલવું કે—આજ્ઞા રહિત, ક્રિયારહિત અને મંત્રરહિત જે કંઇ (મારાથી) કરાયું હોય તે બધું હે દેવ! પરમેશ્વર ! કૃપા કરીને માફ કરજો.

આ પ્રકારે બોલીને ૐ ह्रीं થી गच्छ गच्छ સુધી જે એ પ્રકારે બોલીને જમણો હાથ ફેલાવી સુવર્ણ કમળમાં બેઠેલા શ્રી **ગૌતમસ્વામી** ઉપર સંહારપૂર્વક ભમાવીને કનિષ્ટા આદિ બધી આંગળીઓનો સંકોચ કરી અંગુઠાના મૂળમાં લાવવી. એ પ્રકારે વિસર્જનમુદ્રા-વડે વિસર્જન કરીને શ્રી **ગૌતમસ્વામીને** બ્રહ્મરંધ્રમાં લાવી સુષુમ્ના નાડી વડે હૃદયકમળમાં પૂરક વડે સ્થાપન કરવા. એ કારણે ત્યાંથી બોલાવીને સ્થાપિત કર્યા એમ જણાય. પછી અસ્રમુદ્રા વડે ક્ષોભણ કરીને ૐ પૂર્વક બોલવું કેઃ—

આજ્ઞા રહિત, ક્રિયા રહિત અને મંત્ર રહિત જે (મારાથી) કરાયું હોય તે બધું હે દેવો ! પરમેશ્વરો માફ કરજો.

એ પ્રકારે ૐ ह्रीं થી લઇને गच्छन्तु સુધી જે એ પ્રકારે બોલીને વિસર્જન મુદ્રાવડે સૂરિમંત્રના અધિષ્ઠાયકોને પહેલાંની માફક જ બ્રહ્મદ્વાર વડે હૃદયકમળમાં પૂરક વડે બહારની માફક જ **ગૌતમસ્વામીની** ચારે બાજુએ **સરસ્વતી** આદિને સ્થાપવાં. તે પછી पढमपए सुनिविठ्ठा એ પ્રકારે (આગળ કહેવાશે તે) સ્તુતિપાઠ કરવો. તે પછી જમવા વગેરેની ક્રિયા કરીને ફરીથી સ્મરણના આરંભમાં પૂર્વની માફક જ ભૂમિશુદ્ધિ, વિસર્જન અને ક્ષોભણ વગેરે કરવાં.

હવે ઉત્તરસેવા કહેવાય છે—

તેમાં આદ્યપીઠ વિદ્યાપીઠ નામે છે. તે (વિદ્યાપીઠ) ગચ્છેશ મંત્ર પટમાં અઢાર લબ્ધિપદોથી લઇને पसिज्झउ स्वाहा સુધી ૧૯૫ અક્ષર માત્ર અને સામાન્ય સૂરિમંત્ર પટમાં તો સોળ લબ્ધિપદોથી લઇને पसिज्झउ स्वाहा સુધી ૧૭૪ અક્ષરો માત્ર હોય છે. આની અધિષ્ઠાત્રી દેવી **સરસ્વતી** છે, તેની પૂજા અને સ્તુતિ કરવી.

આ ક્રૌંથી લઈને મવ સુધી બોલીને તર્જની આગળીને લબાવી, મધ્યમા આંગળી ઉપર મુકેલા અંગુઠા ઉપર આગળી મુકવી એ પ્રકારે અવગુંઠનીમુદ્રા વડે ઢાંકવું. ૫

તે પછી અ આ થી લઈને ઐ સુધીને પૂર્વ દિશાના ચોકમા, ઓ ઔને ઊર્ધ્વ દિશામાં, અં અઃ ને અધો દિશામા વિઘ્નના નાશ માટે નખછોટિકા દેવી. ૬

શ્રી ગૌતમસ્વામીની ચારે બાજુએ નીચે મુખે સુધાને વર્ષાવતા કામધેનુમુદ્રા વડે ત્રણ પ્રદક્ષિણા પૂર્વક સજીવતા પ્રાપ્ત કરવા માટે અમૃતીકરણ કરવું ૭

આ ક્રૌંથી લઈને નમ સુધી બોલીને ગૌતમસ્વામી ઉપર અંજલિ વડે બુદ્ધિથી કલ્પેલી ગંધપૂજા કરવી ૮

તે પછી સોનાના કમળમા બેઠેલા અને પ્રાતિહાર્યોથી યુકત શ્રી ગૌતમસ્વામીને ચતુર્વિધ શ્રી સઘ અને દેવીઓ સહિત ઈન્દ્રાદિ દેવો નમી રહ્યા છે, એ પ્રકારે ચિંતવીને આ ક્રૌં હ્રીં શ્રીં થો લઈને સંવૌષટ્ સુધી બોલવુ.

અહીં તેમના સ્વરૂપનુ ધ્યાન કરવું તે આ પ્રકારે—

પૂર્વ દિશાએ વિદ્યાપીઠમા પ્રતિષ્ઠિત સરસ્વતી, દક્ષિણ દિશામા માનુષોત્તર પર્વતમા રહેનારી હજાર ભુજાવાળી ત્રિભુવનસ્વામિની, પશ્ચિમ દિશામાં પદ્મદ્રહમાં પદ્મમા બેઠેલી ચાર હાથવાળી વિજયા. જયા, જયંતી, નંદા અને ભદ્રાથી યુકત સુવર્ણના આભૂષણોથી વિભૂષિત, આગળની શ્રેણીમા રહેલા નવનિધાનવાળી શ્રી દેવતા, ઉત્તર દિશામા સોળ હજાર યક્ષપતિઓ અને વીશ ભુજાવાળા ગણિપિટક યક્ષરાજનુ ધ્યાન કરવુ. પૂર્વાદિ ચાર દિશાઓમા ૬૪ ઈંદ્રો, પૂર્વાદિ ચારે દિશાઓમા ૧૬ વિદ્યાદેવીઓનુ ધ્યાન કરવુ. વળી ૨૪ યક્ષો, ૨૪ યક્ષણીઓનુ આવાહનમુદ્રા વડે હૃદયકમળમાથી પૂર્વની માફક આવાહન કરવું તે પછી અહીં પણ આ ક્રૌં થી લઈને સંવૌષટ સુધી બોલીને સ્થાપની આદિ મુદ્રાઓ વડે તેઓની પૂર્વની માફક જ સ્થાપના કરવી પછી નખછોટિકા, અમૃતીકરણ અને ગધાદિ પૂજા કરવી ને પછી નવત ( ) અમુક વર્ષે, અમુક માસે, અમુક તિથિએ, અમુક વારે હું અમુક સૂરિનો શિષ્ય અમુક સિદ્ધિ માટે અમુક જાપનો આરભ કરુ છુ; એ ધ્યાન કરીને નમ સદ્‌ગુરુભ્ય એ પ્રકારે બોલીને ચદ્ર વડે રાજસરૂપવાળા રકતવાયુનુ રેચન કરીને ફરીથી ચંદ્ર વડે જ સત્વગુણવાળા શ્વેત વાયુનુ આ કર્ષણ કરી તેને નાભિમા સ્થાપન કરી પ્રસન્ન મુખે બે હોઠ બધ કરી, દાતે દાત લગાડી નાસિકા સન્મુખ અથવા ગૌતમસ્વામીની મૂર્તિમા દૃષ્ટિ રાખીને જીભને હલાવ્યા વિના જ સ્મરણ શરૂ કરવું તે આ પ્રકારે કરવું —

સર્વત્ર લબ્ધિપદો અને પીઠો જ્ઞાનધનને માટે શ્રીં પૂર્વક, વશ્યાદિ કાર્ય માટે હ્રીં પૂર્વક, શાંતિ કાર્ય માટે ૐપૂર્વક અને કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રા વડે અથવા મુદ્રા રહિત ૐ હ્રીં શ્રીં થી રહિત કેવળ ધ્યાન કરવું

બે વાર સ્નાન અને સુગંધી વિલેપન કરવું. (મન, વચન અને કાયા) ત્રણ પ્રકારે શીલ શુદ્ધ રાખવું. પ્રતિક્રમણ, પ્રતિલેખના-પૂજા અને ચૈત્યવંદન સિવાય બીજી વ્યાખ્યા કે પઠન-પાઠન ત્યજવું. બધી વિગઇઓનો ત્યાગ કરીને હાથથી એક લાખ પ્રમાણ જાપ કરવો. જાપના પ્રકારો આગળ કહેવાશે.

આ પૂર્વસેવા કહેવાય છે.

આ પૂર્વસેવા કર્યા પછી (આરાધક) પાપ વિનાનો અને અતિશયવાળો થાય છે. લાખ જાપ કર્યા પછી યથાશક્તિ ધ્યાન કરીને જાગૃત આત્માનું વિસર્જન કરવું. જેમ-જમણા હાથની મુઠી વાળીને તર્જની અને મધ્યમા આંગળીને પસારી અસ્ત્રમુદ્રાવડે શ્રી ગૌતમસ્વામીનું આસન જરા ચલાવીને ૐ પૂર્વક બોલવું કે—આજ્ઞા રહિત, ક્રિયારહિત અને મંત્રરહિત જે કંઇ (મારાથી) કરાયું હોય તે બધું હે દેવ! પરમેશ્વર ! કૃપા કરીને માફ કરજો.

આ પ્રકારે બોલીને ૐ ह्रीं થી गच्छ गच्छ સુધી જે એ પ્રકારે બોલીને જમણો હાથ ફેલાવી સુવર્ણ કમળમાં બેઠેલા **શ્રી ગૌતમસ્વામી** ઉપર સંહારપૂર્વક ભમાવીને કનિષ્ટા આદિ બધી આંગળીઓનો સંકોચ કરી અંગુઠાના મૂળમાં લાવવી. એ પ્રકારે વિસર્જનમુદ્રાવડે વિસર્જન કરીને **શ્રી ગૌતમસ્વામીને** બ્રહ્મરંધ્રમાં લાવી સુષુમ્ના નાડી વડે હૃદયકમળમાં પૂરક વડે સ્થાપન કરવા. એ કારણે ત્યાંથી બોલાવીને સ્થાપિત કર્યા એમ જણાય. પછી અસ્ત્રમુદ્રા વડે ક્ષોભણ કરીને ૐ પૂર્વક બોલવું કે:—

આજ્ઞા રહિત, ક્રિયા રહિત અને મંત્ર રહિત જે (મારાથી) કરાયું હોય તે બધું હે દેવો ! પરમેશ્વરો માફ કરજો.

એ પ્રકારે ૐ ह्रीं થી લઇને गच्छन्तु સુધી જે એ પ્રકારે બોલીને વિસર્જન મુદ્રાવડે સૂરિમંત્રના અધિષ્ઠાયકોને પહેલાંની માફક જ બ્રહ્મદ્વાર વડે હૃદયકમળમાં પૂરક વડે બહારની માફક જ **ગૌતમસ્વામીની** ચારે બાજુએ **સરસ્વતી** આદિને સ્થાપવાં. તે પછી पढमपए सुनिविट्ठा એ પ્રકારે (આગળ કહેવાશે તે) સ્તુતિપાઠ કરવો. તે પછી જમવા વગેરેની ક્રિયા કરીને ફરીથી સ્મરણના આરંભમાં પૂર્વની માફક જ ભૂમિશુદ્ધિ, વિસર્જન અને ક્ષોભણ વગેરે કરવાં.

હવે ઉત્તરસેવા કહેવાય છે—

તેમાં આદ્યપીઠ વિદ્યાપીઠ નામે છે. તે (વિદ્યાપીઠ) ગચ્છેશ મંત્ર પટમાં અઢાર લબ્ધિપદોથી લઇને पसिज्झउ स्वाहा સુધી ૧૯૫ અક્ષર માત્ર અને સામાન્ય સૂરિમંત્ર પટમાં તો સોળ લબ્ધિપદોથી લઇને पसिज्झउ स्वाहा સુધી ૧૭૪ અક્ષરો માત્ર હોય છે. આની અધિષ્ઠાત્રી દેવી **સરસ્વતી** છે, તેની પૂજા અને સ્તુતિ કરવી.

આ ક્રોંથી લઇને મવ સુધી બોલીને તર્જની આગળીને લબાવી, મધ્યમા આગળી ઉપર મુકેલા અગુઠા ઉપર આગળી મુકવી એ પ્રકારે અવગુઠનીમુદ્રા વડે ઢાકવુ ૫

ત પછી અ આ થી લઇને ઙ સુધીને પૂર્વ દિશાના ચોકમા, ઓ ઔને ઊર્ધ્વ દિશામા, અ અ ને અધો દિશામા વિઘ્નના નાશ માટે નખછોટિકા દેવી ૬

શ્રી ગૌતમસ્વામીની ચારે બાજુએ નીચે મુખે સુધાને વર્ષાવતા કામધેનુમુદ્રા વડે ત્રણ પ્રદક્ષિણા પૂર્વક સજીવતા પ્રાપ્ત કરવા માટે અમૃતીકરણ કરવું ૭

આ ક્રોંથી લઇને નમ સુધી બોલીને ગૌતમસ્વામી ઉપર અજલિ વડે બુદ્ધિથી કલ્પેલી ગધપૂજા કરવી ૮

તે પછી સોનાના કમળમા બેઠેલા અને પ્રતિહાર્યોથી યુકત શ્રી ગૌતમસ્વામીને ચતુર્વિધ શ્રી સઘ અને દેવીઓ સહિત ઇન્દ્રાદિ દેવો નમી રહ્યા છે, એ પ્રકારે ચિતવીને આ ક્રોં હ્રીં શ્રીં થી લઇને સવૌષટ્ સુધી બોલવુ

અહી તેમના સ્વરૂપનુ ધ્યાન કરવુ તે આ પ્રકારે—

પૂર્વ દિશાએ વિદ્યાપીઠમા પ્રતિષ્ઠિત સરસ્વતી, દક્ષિણ દિશામા માનુષોત્તર પર્વત મા રહેનારી હજાર ભુજાવાળી ત્રિભુવનસ્વામિની, પશ્ચિમ દિશામા પદ્મદ્રહમા પદ્મમા બેઠેલી ચાર હાથવાળી વિજયા જયા, જયંતી, નદા અને ભદ્રાથી યુકત સુવર્ણના આભૂષણોથી વિભૂષિત, આગળની શ્રેણીમા રહેલા નવનિધાનવાળી શ્રી દેવતા, ઉત્તર દિશામા એક હજાર યક્ષ પતિઓ અને વીશ ભુજવાળા ગણિપિટક યક્ષરાજનુ ધ્યાન કરવુ પૂર્વાદિ ચાર દિશાએ મા ૬૪ ઇંદ્રો પૂર્વાદિ ચાર દિશાઓમા ૧૬ વિદ્યાદેવીઓનુ ધ્યાન કરવુ વળી ૨૪ યક્ષો, ૨૪ યક્ષણીઓનુ આવાહનમુદ્રા વડે હૃદયકમળમાથી પૂર્વની માફક આવાહન કરવુ તે પછી અહીં પણ આ ક્રોં થી લઇને સવૌષટ સુધી બોલીને સ્થાપની આદિ મુદ્રાઓ વડે તમની પૂર્વની માફક જ સ્થાપના કરવી પછી નખછોટિકા, અમૃતીકરણ અને ગધાદિ પૂજા કરવી તે પછી સવત ( ) અમુક વર્ષે, અમુક માસે અમુક તિથિએ, અમુક વારે હુ અમુક સૂરિનો શિષ્ય અમુક સિદ્ધિ માટે અમુક જાપનો આરભ કરુ છુ, એ ધ્યાન કરીને નમ ઇન્દ્રભૂતયે એ પ્રકારે બોલીને ચદ્ર વડે રાજસસ્વરૂપવાળા રકતવાયુનુ રેચનકરીને ફરીથી ચદ્ર વડે જ સત્વગુણવાળા શ્વેત વાયુનુ આ કર્ષણ કરી તેને નાભિમા સ્થાપન કરી પ્રસન્ન મુખે મૌન ધારણ કરી દાતે દાત લગાડી નાસિકા સન્મુખ અથવા ગૌતમસ્વામીની મૂર્તિમા દૃષ્ટિ રાખીને જીભને હલાવ્યા વિના જ સ્મરણ શરૂ કરવું તે આ પ્રકારે કરવુ —

મત્ર લબ્ધિપદો અને પીઠો જ્ઞાનધનને માટે શ્રીં પૂર્વક, વશ્યાદિ કાર્ય માટે હ્રીં પૂર્વક શાતિ કાર્ય માટે ૐપૂર્વક અને કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રા વડે અથવા મુદ્રા રહિત ૐ હ્રીં શ્રીં રહિત કેવળ ધ્યાન કરવું

મંત્રના ઉચ્ચાર વડે અથવા દશાંશથી હોમ કરવો.

તે હોમ આ પ્રકારે છેઃ— ગરુડ નામના ચોખા, ઘી અને તેની સરખા વર્ણવાળી શ્વેત ગાયના પાણીને (મૂત્રને) ખાંડી દઈને ૧૨૦ પ્રમાણવાળી ગોળીઓ કરીને વિદ્યાપીઠના ઉચ્ચારપૂર્વક હોમ કરવો. પછી કેટલાકને મતે ફળ, ફૂલ આદિ ઈષ્ટ વસ્તુઓના ત્રણ ત્રણવાર કેટલાક હોમ કરાય છે. તે પછી પૂર્ણાહુતિ માટે ઘીથી ભરેલા નારિયેલનો હોમ કરવો. ત્યારે આ પ્રકારે—ૐમાં થી સ્વાહા સુધી બોલવું. જ્યાં સુધી સમગ્ર નારિયેલ દેખાય ત્યાં સુધી રાહ જોવી. ઘીના મોટા ચમચાથી અગ્નિને પ્રજ્જ્વાળવો કેમકે ઘી રહિત હોમ રાષ્ટ્રનું દહન કરે છે એવું વચન છે. તેની રાખને સંઘરી પોતે ધારણ કરવી અથવા પોતાના ઇષ્ટ માણસોને થોડી દેવી. તે ભસ્મ શાંતિ અને સંતોષનું પોષણ કરનાર થાય છે. આ રીતે મહાવિદ્યા અને ઉપવિદ્યા પીઠનો પણ હોમ કરવો. વળી આહુતિ અને હોમ પોત પોતાના અધિષ્ઠાયક દેવતાઓનાં નામો દઈને પોતપોતાના મંત્રો વડે કરવા. એ પ્રકારે તપ, જાપ, અને હોમથી પ્રથમ પીઠનું આરાધન કરતાં સૂરિઓ સરસ્વતી ૧, રોગાપહારિણી ૨, વિષાપહારિણી ૩, બંધમોક્ષિણી ૪, શ્રીસંપાદિની ૫, પરવિદ્યાછેદિની ૬, દોષનાશિની ૭ અને અશિવોપશમની ૮—આ આઠ મહાસિદ્ધિઓ પોતાને તથા પરને પણ સાધે છે.

એનો શો અર્થ? જ્યારે પોતાને કે પારકાને સારસ્વત ઉપજાવવા, રોગ કે વિષનો નાશ કરવા, બંધને છેદવા, લક્ષ્મી મેળવવા, કર્મોને છેદવા, દોષોનો નાશ કરવા અને મરકીની શાંતિ કરવાને ઈચ્છે ત્યારે પ્રથમ પીઠનું સ્મરણ કરવું. તે અતિઅલ્પસ્મરણ વડે પણ સિદ્ધ થાય છે.

શ્રીમાન્ માનતુંગસૂરીએ આ આઠ વિદ્યાઓથી ગર્ભિત यैः शान्तरागरुचिभिः થી લઈને जलभारनम्रैः સુધીનું અષ્ટક કાવ્ય (ભક્તામર સ્તોત્રમાં) બનાવ્યું છે. આ કાવ્યાષ્ટકને ज्ञानं यथा त्वयि એ પ્રકારે નવમા કાવ્યથી યુક્ત પ્રભાતકાળે હમેશાં જે સ્મરે છે તે સારસ્વતાદિ આઠ સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે અને બીજાને પણ કરાવે છે.

**આ પ્રકારે આ પીઠની સાધનાવિધિ છે.**

બીજી પીઠમાં—ॐ नमो भगवओ થી લઈને विज्जा સુધીના ૩૩ અક્ષરો જે છે તે 'બાહુબલીવિદ્યા' સ્વપ્ન માટે છે. તે પછી वग्गु वग्गु થી લઈને महुमहुरे સુધીના ૨૨ વર્ણો 'સૌભાગ્યવિદ્યા'ના છે. તે પછી हिलि हिलि થી લઈને आयरियकालि સુધીના ૩૦ વર્ણો 'જયાદિવિદ્યા' કહેવાય છે. એ પ્રકારે બધા મળીને ૯૩ વર્ણો થાય છે. આ પીઠની અધિષ્ઠાત્રી માનુષોત્તર પર્વતના શિખરમાં રહેનારી હજાર હાથવાળી ત્રિભુવનસ્વામિની છે.

આ પીઠની આરાધના અને તપવિધિ આ પ્રકારે છે—

ઉપવાસ, નિવિ, આયંબિલ, નિવિ અને ઉપવાસ—એક, એક, ત્રણ, ચાર, બે, બે.

આરાધના અને તપવિધિ આ પ્રકારે છે —

ઉપવાસ, નિવિ, આયબિલ, નિવિ, આયબિલ, નિવિ, આયબિલ, નિવિ અને ઉપવાસ— એક, પાચ, એક, પાચ, એક, પાચ, એક, એક અને એક એમ ક્રમશ કરવા ધ્યાન, પઠન અને વિકથાનો ત્યાગ રાતદિવસ કરવા ૧

ઉપવાસ ૧, નિવિ ૫, આયબિલ ૧, નિવિ ૫, આયબિલ ૧, નિવિ ૫, આયબિલ ૧, નિવિ ૧, ઉપવાસ ૧—એમ ૨૧ દિવસનો કોટચશ તપ કરવો

આ તપથી મહા ફળ થાય છે નહિતર અલ્પ ફળ થાય પદ્માસને રહી પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ થઈને પરમેષ્ઠિ કે ગરુડમુદ્રા વડે ૧૨૦૦૦ પ્રમાણનો જાપ કરવો શ્વેત ધ્યાન વડે સામાન્ય રીતે બધી સિદ્ધિઓ આપનાર થાય છે કહ્યુ છે કે —

એકવીશ દિવસ સુધી ૧૨૦૦૦ પ્રમાણનો જાપ કોટચશ તપવડે કર્યો હોય તો તે શાતિની પ્રાપ્તિ, વાણી અને બુદ્ધિની સિદ્ધિ માટે થાય છે ૧

પરમેષ્ઠિ અને ગરુડમુદ્રા એમ બે મુદ્રાઓ વડે દેવોમા ચદ્રમા સરખો (ઉજ્જ્વળ) આનો જાપ થાય છે એક હાથમા પુસ્તક, બીજા હાથમા અભયમુદ્રા, ત્રીજા હાથમા મોતીની માળા અને ચોથા હાથમા વરદમુદ્રા—એ પ્રકારે ચાર હાથવાળી તેમજ હંસ ઉપર બીજવાળા કમળમા બેઠેલી સરસ્વતી અથવા આતર આત્મામા બેઠેલી બ્રાહ્મી દેવીની માફક પુડરીક સમાન **ગૌતમસ્વામીને** નમસ્કાર કરે છે ૨–૩

**ગૌતમસ્વામીને** નમતી દેવી પુત્ર ઉપર દૃષ્ટિ રાખે તેમ જોવાતા અને (તેના વડે) અપાયેલા વર–ફળવાળા એવા પચ મહાવ્રતમા રહેલા સૂરિ યુગપ્રધાનોમા શ્રેષ્ઠ બને છે ૪

તથા ગચ્છનાયકો પણ પહેલા સામાન્ય સૂરિમત્રને સ્થાપીને તેમણે ૨૧ વર્ણવાળા સ્વાહા સુધીના બે લબ્ધિપદો સાથેના મત્રને ૧૨૦૦૦ વાર ગણવો જોઈએ (તેથી) અક્ષીણ કોશ–અક્ષયભડાર અને સર્વત્ર અસ્ખલિત યશની પ્રાપ્તિ થાય છે તથા ક્ષીરાશ્રવ વગેરે છ લબ્ધિપદોનો ૧૦૦૦૦ વાર શ્વેત ધ્યાન વડે શ્વેત માળાથી જાપ કરવો જોઈએ અને છઠ્ઠા લબ્ધિપદની અતે જમિય થી લઈને સ્વાહા સુધીનો સિદ્ધ સારસ્વત મત્ર બોલવો જોઈએ પ્રથમ પીઠમા ૧૨૦૦૦ના જાપ પછી હોમ કરવો

તેની (હોમની) વિધિ આ પ્રમાણે છે —

એક હાથ માત્ર ચતુષ્કોણ કુડ અથવા હસતી ભૂમિમા કુડ બનાવીને અરણિકાષ્ઠથી કે સૂર્યકાતમણિથી તેમા અગ્નિ ઉત્પન્ન કરીને મત્રથી તેમની સ્થાપના કરવી તે મત્ર આ પ્રકારે છે —મનોર્જૂતિ થી લઈને પ્રતિષ્ઠ સુધી સાત વાર બોલીને જ્વાળાઓથી ભયકર અગ્નિમા ચોખા નાખવા અને અગ્નિની સાત જીહ્વાઓનુ સ્મરણ કરવું તે સાત જીભોમા ઈશાન જીહ્વા અથવા મધ્ય જીહ્વામા હોમ કરવો ઘીની સાત આહુતિઓ વિદ્યાપીઠ

મંત્રના ઉચ્ચાર વડે અથવા દશાંશથી હોમ કરવો.

તે હોમ આ પ્રકારે છેઃ— ગરુડ નામના ચોખા, ઘી અને તેની સરખા વર્ણવાળી શ્વેત ગાયના પાણીને (મૂત્રને) ખાંડી દઈને ૧૨૦ પ્રમાણુવાળી ગોળીઓ કરીને વિદ્યાપીઠના ઉચ્ચારપૂર્વક હોમ કરવો. પછી કેટલાકને મતે ફળ, ફૂલ આદિ ઈષ્ટ વસ્તુઓના ત્રણ ત્રણવાર કેટલાક હોમ કરાય છે. તે પછી પૂર્ણાહુતિ માટે ઘીથી ભરેલા નારિયેલનો હોમ કરવો. ત્યારે આ પ્રકારે—ઈમાં થી સ્વાહા સુધી બોલવું. જ્યાં સુધી સમગ્ર નારિયેલ દેખાય ત્યાં સુધી રાહ જોવી. ઘીના મોટા ચમચાથી અગ્નિને પ્રજ્વાળવો કેમકે ઘી રહિત હોમ રાષ્ટ્રનું દહન કરે છે એવું વચન છે. તેની રાખને સંઘરી પોતે ધારણ કરવી અથવા પોતાના ઇષ્ટ માણસોને થોડી દેવી. તે ભસ્મ શાંતિ અને સંતોષનું પોષણ કરનાર થાય છે. આ રીતે મહાવિદ્યા અને ઉપવિદ્યા પીઠનો પણ હોમ કરવો. વળી આહુતિ અને હોમ પોત પોતાના અધિષ્ઠાયક દેવતાઓનાં નામો દઈને પોતપોતાના મંત્રો વડે કરવા. એ પ્રકારે તપ, જાપ, અને હોમથી પ્રથમ પીઠનું આરાધન કરતાં સૂરિઓ સરસ્વતી ૧, રોગાપહારિણી ૨, વિષાપહારિણી ૩, બંધમોક્ષિણી ૪, શ્રીસંપાદિની ૫, પરવિદ્યાછેદિની ૬, દોષનાશિની ૭ અને અશિવોપશમની ૮—આ આઠ મહાસિદ્ધિઓ પોતાને તથા પરને પણ સાધે છે.

એનો શો અર્થ? જ્યારે પોતાને કે પારકાને સારસ્વત ઉપજાવવા, રોગ કે વિષનો નાશ કરવા, બંધને છેદવા, લક્ષ્મી મેળવવા, કર્મોને છેદવા, દોષોનો નાશ કરવા અને મરકીની શાંતિ કરવાને ઈચ્છે ત્યારે પ્રથમ પીઠનું સ્મરણ કરવું. તે અતિઅલ્પસ્મરણ વડે પણ સિદ્ધ થાય છે.

શ્રીમાન્ માનતુંગસૂરીએ આ આઠ વિદ્યાઓથી ગર્ભિત यैः शान्तरागरुचिभिः થી લઈને जलभारनम्रैः સુધીનું અષ્ટક કાવ્ય (ભક્તામર સ્તોત્રમાં) બનાવ્યું છે. આ કાવ્યાષ્ટકને ज्ञानं यथा त्वयि એ પ્રકારે નવમા કાવ્યથી યુક્ત પ્રભાતકાળે હમેશાં જે સ્મરે છે તે સારસ્વતાદિ આઠ સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે અને બીજાને પણ કરાવે છે.

**આ પ્રકારે આ પીઠની સાધનાવિધિ છે.**

બીજી પીઠમાં—ॐ नमो भगवओ થી લઈને विज्जा સુધીના ૩૩ અક્ષરો જે છે તે 'બાહુબલીવિદ્યા' સ્વપ્ન માટે છે. તે પછી वग्गु वग्गु થી લઈને महुमहुरे સુધીના ૨૨ વર્ણો 'સૌભાગ્યવિદ્યા'ના છે. તે પછી हिलि हिलि થી લઈને आयरियकालि સુધીના ૩૦ વર્ણો 'જયાદિવિદ્યા' કહેવાય છે. એ પ્રકારે બધા મળીને ૯૩ વર્ણો થાય છે. આ પીઠની અધિષ્ઠાત્રી માનુષોત્તર પર્વતના શિખરમાં રહેનારી હજાર હાથવાળી ત્રિભુવનસ્વામિની છે.

**આ પીઠની આરાધના અને તપવિધિ આ પ્રકારે છે—**

ઉપવાસ, નિવિ, આયંબિલ, નિવિ અને ઉપવાસ—એક, એક, ત્રણ, ચાર, બે, બે.

અને એક પૂર્વકનો પૂર્વ વ્યાપાર વિશેષતાવાળો છે. જિનસ્તવ અને ચૈત્યવદન એમ મન્ત્રશતક ચૌદ દિવસમા કરવા

એ રીતે ૧૪ મુખ્ય કલ્પમા તો ઉપવાસ ૧, રુક્ષાન્ત ૧, આયબિલ ત્રીજુ અને રસવિહીન ભોજન ચોથુ એમ છે. આયબિલ એક અને રસવિહીન ભોજન બે અને ઉપવાસ એમ ૧૩ દિવસો પણ (કોઈના માટે) ગણાય છે આ બન્ને (મતો) પ્રમાણ છે જિનસ્તવ અને ચૈત્યવદન એ પ્રકારે ૪૦ લોગસ્સના ધ્યાનપૂર્વક કાઉસગ્ગમા અને ૧૦૮ વાર મન્ત્રનો જાપ કાયોત્સર્ગપૂર્વક કરવો આ પ્રકારે તપ કરીને પ્રથમ બાહુબલીવિદ્યાનુ શ્વેતધ્યાન વડે ૧૨૦૦૦ વાર ધ્યાન કરવુ હોમવિધિ પ્રથમપીઠની માફક અહીં પણ કરવી કાર્ય પૂરુ થતા ઈર્યાપથિકી પ્રતિક્રમી રજોહરણ અને મુહપત્તિ આગળ મુકીને કાઉસગ્ગમા ૧૦૮ વાર મન્ત્ર સ્મરણ કરવુ શુભકાર્યમા બે હાથ ઊચા કરવામા આવે છે અને અશુભકાર્યમા બે હાથ નીચા કરી, મુખ પાછુ ફેરવી બન્ને સાથે મેળવવા વાદ વગેરેમા ૧૦૮ વાર જાપ કરતા અપરાજિત થવાય છે અને શત્રુ (પ્રતિવાદી) શાત થાય છે આ જપતા શકુનનુ સભળાવુ સત્ય પડે છે અહીં મન્ત્ર વિશેષ લખીએ છીએ —ૐ હ્રીં થી લઈને સ્વાહા સુધીનો મન્ત્ર સીવાયેલા પત્રમા આલેખી હજાર સૂર્ય વડે (કિરણો વડે) જાતિપુષ્પના સુગધિપત્રોથી જાપ કરાએલો પ્રશ્નમા જમણા હાથનુ સ્ફુરણ થતા પ્રશ્ન કરનારનુ શુભ થાય છે

સારા પત્રમા બાહુબલીની બે પાદુકાઓનુ આલેખન કરીને તેની પર ચદ્ર અને ચદનથી યુક્ત (વિલેપન કરાયેલા) વદનની શ્વેતપત્રોથી પૂજા કરી ઉત્સર્ગ (કાઉસગ્ગ)મા ૫૦૦ વાર ૐ કિરિ કિરિ लम्बबाहुमत्र नम એ પ્રકારેનો જાપ કરી મસ્તકે લગાડીને શયન સમયે શુભ અશુભનો આદેશ કરવો

બાહુબલીવિદ્યાની સિદ્ધિ થયા પછી વગ્ગુ આદિ સૌભાગ્યવિદ્યાનો પીતધ્યાન વડે સૌભાગ્યમુદ્રા પૂર્વક ૧૬૦૦૦ વાર જાપ કરવો જપમાળા પણ સુવર્ણની કે કૃમિ આદિથી બનેલી (કેરવાની) પીતવર્ણવાળી લેવી હોમવિધિ અગાઉ કહેલી છે તે પ્રમાણે કરવી એક સાથે કરેલા હોમ વડે બે વિદ્યાઓની સિદ્ધિ થાય છે ૨ જકુળમા અધેય તેનુ વચન ગ્રહણ કરવા યોગ્ય બને છે તે પછી હિલિ હિલિ ઇત્યાદિ જયાદિ વિદ્યાનો પીતધ્યાન વડે ગરુડ મુદ્રાથી ૧૨૦૦૦ વાર જાપ કરવો હોમ વિધિ અગાઉ કહેલી છે તે પ્રમાણે કરવી આથી જય, વિજય, અજિતપણું અપરાજિતપણું પ્રાપ્ત થાય છે અર્થાત્ પોતાના દેશમા જય અને પરદેશમા વિજય મળે છે શત્રુને વિશે અજિતપણું અને બીજા વાદીઓમા અપરાજિતપણું (ઉપર કહેલી) ત્રણે વિદ્યાથી પ્રાપ્ત થાય છે

આ પ્રકારે બીજી પીઠ છે.

ત્રીજી પીઠમા—इरियाए થી લઈને कालि महाकालि સુધીના ૩૫ અક્ષરો છે અની

અધિષ્ઠાત્રી पउमदह–पउमनिलया (गा. ४) ઇત્યાદિ ગાથામાં કહ્યા મુજબ વિજયા, જયા, જયંતી, નંદા અને ભદ્રાથી યુક્ત શ્રી દેવી છે.

તેની તપવિધિ આ પ્રકારે છેઃ—

ઉપવાસ, નિવિ, આયંબિલ, નિવિ, આયંબિલ, નિવિ, ઉપવાસ-એક, આઠ, પાંચ, સાત, એક, બે, એક—એમ ત્રીજી પીઠમાં કહ્યા છે. ઉપવાસ ૧, નિવિ ૮, આયંબિલ ૫, નિવિ ૭, આયંબિલ ૧, નિવિ ૨ અને ઉપવાસ ૧—એમ ૨૫ દિવસ સુધી (તપ) કરવું. અહીં પણ ૪૦ લોગસ્સના કાઉસગ્ગમાં ૧૦૮ વાર મંત્રનું સ્મરણ હમેશાં કરવું. એ પ્રકારે બોલતાં, તપ કરતાં શ્વેત ધ્યાનવડે ૧૨૦૦૦ વાર જાપ કરવો. આથી ચક્રવર્તી પણ વશમાં થાય છે. અસંદિગ્ધ અર્થવાળા નિશ્લિષ્ટ સ્વપ્નવિષયમાં ઉપવાસ કરીને શ્વેત ધ્યાન વડે ૧૬૦૦૦નો જાપ કરતો અવ્યભિચારી–ન બદલાય તેવી સારસ્વત (વિદ્યા) પ્રાપ્ત થાય છે. અને ૧૦૮ વાર હમેશાં સ્મરણ કરતાં શિષ્યની પ્રાપ્તિ થાય છે. શાપ, કોઇ ઉપર કૃપા દાખવવાની શકિત, વચનની આદેયતા, પૂર્વ ગુરુઓના અલ્પ–બહુપણા વડે અછેદ્યપણું મળે છે. તથા આનો જપનાર અક્ષતોને મસ્તકમાં તથા ઘરમાં નાંખતાં ઋદ્ધિને પ્રાપ્ત કરે છે. તેથી શ્રાવકો અને શિષ્યોના મસ્તકમાં આના વડે જ વાસક્ષેપ કરવો. વિશેષતઃ યોગના આરંભમાં કરવો.

આ પ્રકારે ત્રીજી પીઠ છે.

ચતુર્થ પીઠમાં—इरि इरि कालि થી લઇને आयरिय आयरिय कालि સુધી ૪૬ અક્ષરો છે. આનો અધિષ્ઠાતા–અણપણપણિકિ–કુતૂહલપ્રિય વ્યંતર દેવતાઓની સોળ જાતોમાંથી નવમી જાતના દેવોમાં પ્રતિષ્ઠિત, વીસ ભુજાવાળો, મંત્રપીઠનો અધિષ્ઠાતા, સોળ હજાર યક્ષોનો સ્વામી ગણિપિટક નામે (યક્ષરાજ) જય પામે છે. ૧

તપવિધ આ પ્રકારે છે—

ઉપવાસ, નિવિ, આયંબિલ, ઉપવાસ–એક, પાંચ, એક, એક–એમ ચોથી પીઠમાં પૂર્વની સમગ્ર વિધિ પણ આવી જાય છે. ઉપવાસ ૧, નિવિ ૫, આયંબિલ ૧, ઉપવાસ ૧–એમ ૮ દિવસ સુધી આમાં પરમેષ્ઠિમુદ્રા વડે શ્વેત ધ્યાનથી ૧૨૦૦૦ નો જાપ કરવો. આમાં હોમ ન કરવો.

જ્યાં જ્યાં મંત્રનો પુરુષ અધિષ્ઠાયક હોય ત્યાં હોમ ન કરવો. અને જ્યાં અધિષ્ઠાત્રી નારી (દેવી) હોય તે વિદ્યા હોમપૂર્વક કરવી. એવું વચન છે. આ એક જ પીઠની વિધિ કરવાથી પૂર્વે કહેલી ત્રણે વિદ્યાપીઠો સધાય છે. મંત્રપીઠ (ચતુર્થ) ભગવાનના ૧૯ અતિશયો અને ૮ પ્રાતિહાર્યો રૂપ હોય છે. આમાં દેવો અને ઇંદ્રોની સ્થાપના કરવી. જેમ इरि इरि किरि किरि એ પ્રકારે કલ્પેન્દ્રોની, गिरि गिरि એ પ્રકારે ભવનપતિ દેવેન્દ્રોની, पिरि पिरि

એ પ્રકારે વ્યંતરેન્દ્રોની, મિરિ મિરિ એ પ્રકારે જ્યોતિષ દેવેન્દ્રોની, હિરિ હિરિ એ પ્રકારે અમલ સ્વામી, ગણિપિટક વગેરે સામાનિક દેવોની આયરિય આયરિય એ પ્રકારે લૌકાંતિક દેવો ની સ્થાપના કરવી

અતિશય ક્રિયાને ઉત્પન્ન કરવાના સ્વભાવવાળો કાળ છે તે (કાળ) જે તીર્થંકરોને છે તેઓ પાચ કલ્યાણકો, ૧૯ અતિશયો, અને આઠ પ્રાતિહાર્યોવાળા હોય છે સુવર્ણની વૃષ્ટિ સમવસરણની રચના અને ગણધરોનો અભિષેક કરવો આથી શાસનનુ અપ્રતિહત પણું–કોઈથી ન હણાય તેવું, વિલંબ વિના, તીર્થની પ્રવૃત્તિ, નિર્બાધપણે પાચ આચારનુ પાલન, ચતુર્વિધ સઘની શ્રી પ્રાપ્તિ, ધર્મની મર્યાદા, મિથ્યાત્વથી અપરાજિતપણું, ગુરુ-પણાની પ્રાપ્તિ, શિષ્ય સતતિનો લાભ, દુષ્ટ રાજા અને દુષ્ટ દેવતાના ઉપસર્ગોથી નિર્બા-ધપણું, વાદીઓને હરાવવુ, દુર્ભિક્ષરૂપી જગલને ઓળગવું, સિદ્ધાન્તના અર્થોનુ જ્ઞાન, શાપ અને અનુગ્રહ કરવાની શકિત, મોટું તપ કરવાની શક્તિ, તીર્થ શ્રુત અને શિષ્યોની સ્થાપના વગેરે આ બધી અતિશય વિદ્યાઓ તેમને પ્રાપ્ત થાય છે

આ પ્રમાણે ચતુર્થ પીઠ છે.

પાચમી પીઠમા—ઇરિ મેરુથી લઇને સ્વાહા સુધી ૩૨ અક્ષરો છે આના અધિષ્ઠાયકો ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો અને ૨૪ શાસનદેવીઓ છે

આની તપવિધિ આ પ્રકારે છે –મૌન વડે સુગધિ દ્રવ્યોથી ગૌતમસ્વામીમા તત્પરતા ગખવી, એ પ્રકારે ત્રણે સધ્યાએ ધ્યાન કરવું સ્ત્રીઓનુ દર્શન ન કરવું અતપદમા ૧૬ આયામો –આયબિલ કરવા હમેશા આયબિલ કરવુ. આનો લાખ વાર જાપ કરવાથી ગૌતમસ્વામી સમાન બને છે ત્રણ લાખ વારના જાપથી ત્રીજે ભવે મોક્ષે જાય છે આ મત્રરાજ પૂર્વે કહેલી બધી પીઠોનો સ્વામી છે મેરુ શબ્દ વડે અર્હન્તપણું જાણવુ આથી હમેશા ધ્યાન કરનારને અનત જ્ઞાન, દર્શન, વીર્ય અને આનદની પ્રાપ્તિ થાય છે, કેમકે આ મત્રરાજ મોક્ષ સ્વરૂપ છે હમેશા કર્મક્ષય માટે ૧૦૮ વાર સ્મરણ કરવું અને શત્રુના નાશ માટે એક મહિના સુધી કૃષ્ણ ધ્યાન વડે કૃષ્ણ પુષ્પો વડે જાપ કરવો તે પછી ચક્રમુદ્રા વડે કૃષ્ણ ધ્યાનથી મહિના સુધી હમેશા ૧૦૮ વાર ધ્યાન કરવું મોટા નૈષ્ટિક મનુષ્યને આ મત્રરાજની સિદ્ધિ કરતા હજાર મત્રો અને હજાર વિદ્યાઓ પ્રસગવશ પ્રાપ્ત થાય છે તેમજ કુકુમ, ચદન અને કસ્તૂરી વડે કાસાના પાત્રમા આ મત્રરાજને આલેખીને ૨૧ દિવસ સુધી પૂજા કરવી હમેશા ૧૦૮ વાર જાપ કરવો ક્ષુદ્ર દેવતાઓએ કરેલા રોગ અને ઉપદ્રવનો નાશ થાય છે બધા ઈચ્છિત ફળોની પ્રાપ્તિ થાય છે

આ પ્રકારે પાચમી પીઠ છે

અહીં પ્રથમાદિ પીઠોનું સ્મરણ કરતા ક્રમશ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન,

મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન પ્રગટે છે એમ વૃદ્ધોનું કથન છે. તથા પાંચ પ્રસ્થાન (પીઠ) વાળો આ સૂરિમંત્ર કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રાવડે શુકલ ધ્યાનથી, સૌભાગ્યને માટે યોનિ-મુદ્રા વડે રક્તધ્યાનથી, વશીકરણ માટે સૌભાગ્યમુદ્રા વડે તપાવેલા સુવર્ણ ધ્યાનથી કરવો. શત્રુના નાશ માટે ચક્રમુદ્રાવડે કૃષ્ણ ધ્યાનથી કરવો એમ ત્રણે સંધ્યાએ ધ્યાન કરવું. જો મરકી, રોગ કે દોષ આદિ ફરી ફરીથી ઉત્પન્ન થાય અને તેના નાશની ઇચ્છા થાય, અને નહિ થએલાની ઉત્પત્તિ ન થાય એ માટે ચન્દન અને ચંદ્રમાંથી યુકત થાલને લીંપી છાયાથી સૂકવીને ઊંચા પ્રકારની લેખિની વડે આગમમાં કહ્યા મુજબ બાર ગઢ અને ત્રણ કોટવાળું સમવસરણ કોતરીને તેમાં ચૈત્ય વૃક્ષ અને પ્રાતિહાર્યોથી યુક્ત ઋષભદેવ ભગવાનની મૂર્તિનું આલેખન કરવું. તેના આસનની નીચે અમુક કુટુંબ સહિત અમુક ગામ, અમુક સ્ત્રી વગેરે લખવું, કાર્યના ઉદ્દેશ મુજબ અક્ષરો કોરવા. તે થાળમાં ૧૦૮ પુષ્પો વડે બધા સૂરિ મંત્રોનો જાપ કરવો. તે પછી વહેતી કુંડિકામાં ત્રિગડા ઉપર થાળને મૂકીને મંત્ર બોલતાં ૧૦૮ કલશોવડે થાળમાં રાખેલી પ્રતિમાને સ્નાન કરાવી તે (સ્નાનનું) પુષ્પ, પાણી, ચંદન વગેરેને એકત્રિત રીતે ગાગરમાં નાખી મારીથી પીડિત મનુષ્ય કે તિર્યંચને પાવામાં આવે છે. તેથી તે બધા તેનાથી (તે રોગથી) છૂટે છે અને સ્વસ્થ બને છે. તથા પ્રભાતકાળે ચારે દિશાઓમાં આ મંત્રને બે જાનુને ઊંચા રાખી અંજલિ કરીને એકવાર સમગ્રરીતે ભણે તો મનુષ્યને વશ કરી શકાય છે. વળી દીવાળીના દિવસે ઉપવાસ અથવા આયંબિલ કરીને આ (મંત્ર)નો જાપ શરૂ કરવો. શતપત્રી (કમલ)ના પુષ્પો કે ગરુડ અક્ષતથી–સફેદ ચોખાથી ૧૦૮ વાર હમેશાં જાપ કરવો. ૨૧ દિવસનો કોઈ અભિગ્રહ લેવો. તેથી એક વર્ષમાં જ ઋદ્ધિ વધવા માંડે છે. પુષ્પો અને અક્ષતોને ધારણ કરવાં. અને તે પોતાના ઇષ્ટ જનોને આપવાથી મોટી લક્ષ્મી માટે થાય છે. અથવા વાસ (ક્ષેપ)નું ચૂર્ણ કરીને વશ કરવા માટે મસ્તક ઉપર નાંખવું. ૨૧ દિવસનો જાપ પૂર્ણ થતાં પાંચે પીઠના અધિષ્ઠાયક દેવો જેવા કે– **સરસ્વતી ૧, ત્રિભુવનસ્વામિની ૨, વિજયા ૩, જયા ૪, જયંતી ૫, નંદા ૬, ભદ્રા ૭, લક્ષ્મી ૮. ગણિપિટક ૧, ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો, ૨૪ યક્ષિણીઓ.**–એમ કુલે ૧૩૭ અને **ગૌતમસ્વામી, ક્ષેત્રપાલ,** તેમજ ગુરુપાદુકા–એ રીતે ૧૪૦ (અધિષ્ઠાયકો) થાય. તેમની આગળ લાડવા, ખારેક આદિ ફળો અથવા પત્ર કે સોપારી મૂકવાં. કર્પૂર વગેરેથી પૂજા કરવી. એ પ્રકારે પ્રતિવર્ષ કરતાં ગચ્છની સમૃદ્ધિ વધે છે. બધે ય સ્મરણ માટે આત્માને જ મેરુ શિખરના સિંહાસનમાં રહેલા, આઠ પત્રના કમળની નાળમાં રહેલા, પ્રવચનમુદ્રામાં બેઠેલા, છત્ર-ચામરને ધારણ કરનારા ઇંદ્રોની ઋદ્ધિવાળા **શ્રીગૌતમસ્વામીનું** ધ્યાન કરવું. તેથી ઐ-શ્વર્યનો લાભ થાય છે. વળી વાર્ષિક વર્ષા ન થઈ હોય ત્યારે ગાયનું છાણ, ગોમુખ, તેના અંદર રહેલું ગોરોચન ચંદન તેના વડે ગઢ બનાવવો. તેમાં સિંહાસનાદિની ઋદ્ધિવાળા

શ્રી ગૌતમસ્વામીનુ ધ્યાન કરવુ ૧૦૮વાર મન્ત્રનુ સ્મરણ કરવું આથી મન્ત્રના અક્ષરો તે તે વિવક્ષિત નગર આદિમા અમૃતમય દૂધને ઝરે છે ત્રણ ગઢવાળા સમવસરણની મધ્યમા રહેના ઉપર પડતા અમૃતમય દૂધ વડે આ સ્થાન ભીંજાય છે, એ પ્રકારે ધ્યાન કરવું મંડન કરાયેલ (નગર)ની પૃથ્વી ઉપર સિંચન કરાય છે ત્યારે વાર્ષિક વર્ષા થાય છે વળી અરિહતના સુધા વર્ષાવના ત્રણ છત્ર તળે પદ્માસનમા બેઠેલા પોતાના આત્માને–અરિહતને જોનારે મત્રરૂપી સૂરિમન્ત્રનુ સ્મરણ કરતા પરમ ઐશ્વર્યનો લાભ થાય છે

સૂરિમન્ત્રના પટની આલેખન વિધિ—

શ્રી સૂરિમન્ત્ર પટમા સાત વલયો આલેખવા તેમા પ્રથમ વલયમા ચોવીશ કોઠા બનાવવા તેમા ચોવીશે જિનેશ્વરો અને તેમના નામો આલેખવા

બીજા વલયમા અઢાર કોઠા બનાવવા તેમા સોળ કોઠાઓમા સોળ લબ્ધિપદો આલેખવા સત્તરમા કોઠામા "एएसिं सव्वेसिं नमोका(क्का)र किच्चा जमिय विज्ज पउजामि" એમ લખવું અઢારમા કોઠામા—"सा मे विज्जा पसिज्झउ स्वाहा" विज्ञाण पीठ એમ લખવુ આ રીતે આ બીજા વલયમા અઢાર કોઠાઓમા મુખ્ય મત્રોના અક્ષરોની સખ્યા ૧૯૦ હોય છે विज्जाण पीठ એ તો પીઠનુ નામ છે

વળી ત્રીજા વલયમા અગિયાર કોઠા આલેખવા તે પૈકી પહેલામા ॐ श्रीइन्द्रभूतये નમ, બીજામા ॐ श्रीअग्निभूतये નમ, ત્રીજામા ॐ श्रीवायुभूतये નમ, ચોથામા ॐ श्री व्यक्ताये નમ, પાચમામા ॐ श्री सुधर्माय નમ, છઠ્ઠામા ॐ श्रीमण्डितपुत्राय નમ, સાતમામા ॐ श्रीमौर्यपुत्राय નમ, આઠમામા ॐ श्री अकम्पिताय નમ, નવમામા ॐ श्री अचलभ्रात્રે નમ, દશમામા ॐ श्रीमेतार्याय નમ, અને અગિયારમામા ॐ श्री प्रभासाय નમ એમ અગિયાર ગણધરોને નમસ્કાર આલેખવા

વળી ચોથા વલયમા ॐ नमो भगवओ बाहुबलिस्स पन्ह (ण्ह) समणस्सથી લઈને आयरिय कालि स्वाहा પર્યંત महाविद्यापीठम् એમ આલેખવું આ વલયમા મુખ્ય મન્ત્રના ૮૭ અક્ષરો છે महाविद्यापीठम् એ તો પીઠનું નામ છે

વળી પાચમા વલયમા ॐ इरिया[ग]िरिरियाएथी લઈને कालि महाकालि स्वाहा પર્યંત उपविद्यापीठम् એમ આલેખવું ૧૨૦૦૦ વાર જાતિપુષ્પો વડે આ સારસ્વત મન્ત્રનો જાપ કરવો આ વલયમા स्वाहा પર્યંત મૂળ મન્ત્રના અક્ષરો ૩૮ જાણવા તે પછી उपविद्यापीठम् એ તો પીઠનુ નામ છે એમ સમજવું તે પછી જે જાપ થાય તે વલય પૂરવા માટે તથા મન્ત્રાક્ષરનુ સ્વરૂપ જાણવા માટે સમજવો

વળી છઠ્ઠા વલયમા ॐ इरि इरि कालि किरि किरि कालि થી લઈને आयरिय आयरिय कालि स्वाहा પર્યંત मन्त्रपीठम् એમ આલેખવું આ વલયમા મુખ્ય મન્ત્રના અક્ષરો

૪૯ જાણવા. मन्त्रपीठ એ તો પીઠનું નામ છે.

વળી સાતમા વલયમાં ॐ ह्रिरि मेरु किरि मेरु થી લઈને आयरिय मेरु स्वाहा પર્યંત मन्त्रराजः એમ આલેખવું. એક લાખ વાર જાપ કરવો. આ વલયમાં મુખ્ય મંત્રના અક્ષરો ૩૩ જાણવા. તેમાં मन्त्रराजः એ પીઠનું નામ છે એમ સમજવું. તે પછી જાપનું પ્રમાણ વલયની ખાલી જગા પૂરવા માટે અને જાપનું પ્રમાણ જાણવા માટે સમજવું. વળી મધ્યમાં સિંહાસનની ઉપર રહેલા કમલમાં બેઠેલા શ્રી ગૌતમસ્વામીની મૂર્તિ મૂકવી. મૂર્તિની ઉપર બંને બાજુએ બે ગજેન્દ્રો અભિષેક કરતા હોય છે. મૂર્તિના જમણા પડખે ॐ ह्रीं श्रीं એ પ્રકારે મંત્રરાજના ત્રણ અક્ષરો લખવા. ડાબા પડખે शिव–शान्ति–तुष्टि–पुष्टीः कुरु कुरु स्वाहा એ પ્રકારના અક્ષરો લખવા. તથા મૂર્તિની ચારે બાજુએ ચારે દિશામાં ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો, ૨૪ યક્ષિણીઓની સ્થાપના કરવા માટે આંક મૂકવા. જેમ ચારે દિશામાં ૧૬, ૧૬ રૂપવાળો અંક લખવો. બધા મળીને ૬૪ થાય. એ પ્રકારે બધે આલેખવું.

આ પ્રકારે સરિમંત્રના પટની આલેખન વિધિ છે.

વળી પટમાં આલેખાયેલી પાંચે પીઠોના સમગ્ર મંત્રાક્ષરોની સંખ્યા ૪૦૭ પ્રમાણ જાણવી. સાત મેરુ યુક્ત ચંદ્રવાચનામાં બધા અક્ષરોની સંખ્યા ૩૭૬ થાય છે. સ્વાહાયુક્ત ૩૭૮ પ્રમાણ થાય. તેમાં પ્રણવ ॐ અને હરેક પીઠના અંતભાગમાં સ્વાહા એ પ્રકારેના અક્ષરો ગ્રહણ કર્યા નથી. તેનું કારણ ત્યાં પોતે જ કહેલું છે. આ પટમાં યોગ્ય સ્થાને પ્રણવ ॐના ગ્રહણ કરવાથી અને પ્રત્યેક પીઠની અંતે स्वाहा અક્ષરો લેવાથી અક્ષરોની વૃદ્ધિ થઈ છે એમ જાણવું. જ્યારે આ સૂરિમંત્ર પટમાં આલેખાય છે ત્યારે ૪૦૭ અક્ષર પ્રમાણ આલેખવો. જ્યારે ચંદ્રવાચનાવાળો પટ હોય ત્યારે ૩૭૬ અક્ષરો स्वाहा સહિત ૩૭૮ પ્રમાણ વાળો થાય એમ જાણવું. આમાં ૧૮ કોઠાઓ આલેખતાં પૂજ્યો એવું કારણ આપે છે કે શ્રી ગચ્છેશમંત્રપટમાં લબ્ધિપદો ૧૮ છે. તેમાં ૧૭મા કોઠામાં ॐ नमो सव्वलद्धीणं પદની નીચે सा मे विज्जा पसिज्झउ स्वाहा–આ પ્રકારનાં આ બે લબ્ધિપદોનું ફળ આ પ્રકારે છે.

'અક્ષીણમહાનસિકા'—જે લબ્ધિના પ્રભાવથી હજારો માણસોને જમાડે તોપણ પોતે ન ખાય ત્યાં સુધી અન્ન ખૂટે નહિ એવા પ્રકારની લબ્ધિ. તેના જાપથી અક્ષયભંડાર બને છે. અને સર્વલબ્ધિના જાપથી સર્વત્ર યશ અસ્ખલિત બને છે. ૧

વિશેષ કાર્યમાં સુગંધિ દ્રવ્યોથી યુક્ત પાત્રમાં આ બે પદને લખી ૧૦૦૮ પુષ્પો વડે તેનો જાપ કરવો. ફળની પ્રાપ્તિ અવશ્ય થાય છે. તેમજ અહીં ૨૧ અક્ષરોની વૃદ્ધિથી શ્રી ગચ્છેશ મંત્રપટમાં ૪૨૮ અક્ષરોનું પ્રમાણ જાણવું. આ પ્રકારે આનું રહસ્ય છે.

આ પ્રકારે શ્રી અંચલગચ્છમાં 'સૂરિમંત્ર પટ લેખન' લાંબા કાળ સુધી જયવંતો વર્તો.

ધ્યાનવિધિ—

શાબ્દિક જાપથી મૌનપણે કરેલો જાપ શ્રેષ્ઠ હોય છે મૌન જાપ કરતા અર્થયુક્ત જાપ અને અર્થયુક્ત કરતા ચિત્તમા કરાએલો જાપ સુંદર હોય છે અથવા જેમા આત્મા અને ધ્યેયનુ એકત્વ થવુ હોય તે જાપ સર્વસ્વ (ઉત્તમ પ્રકારનો) છે ૧

અથવા જાપના ૧૩ પ્રકારો કહેલા છે જેમકે —૧ રેચક, ૨ પૂરક, ૩ કુભક, ત્રણ ગુણ અર્થાત્ ૪ સત્ત્વ, ૫ રજસ, ૬ તમસ્, ૭ સ્થિર કૃતિ, ૮ સ્મરણ, ૯ હક્કા, ૧૦ નાદ, ૧૧ ધ્યાન ૧૨ ધ્યેયનુ એકપણું, ૧૩ તત્ત્વ ૧

એકાત રમ્ય ભૂમિ ઉપર બેસીને સુખાસનવાળો ઇંદ્રિયોને જીતનાર, ગુરુભક્ત, સ્વભાવે પવિત્ર, ધર્મમા દઢ એવો મનુષ્ય ધ્યાન માટે ઉદ્યમ કરે છે ૨

બ્રહ્મમાર્ગે (૧૩ પ્રકારના જાપ દ્વારા) દિવસમા કરાએલા રોષને તમોગુણની સાથે જ વિરેચન કરીને અને રાજસ ગુણવાળા રાગને શ્યામ, અરુણ, સૂર્યમાર્ગ દ્વારા (વિરેચન કરવુ) ૩

ચદ્રમાર્ગમા પૂરક વડે રાગ ચાલ્યો જતા સત્ત્વગુણનુ આકર્ષણ કરીને કુભક વડે તેને સ્થિર કરી શાતિ માટે અને (કર્મ) બધથી છૂટવા માટે ધ્યાન કરે છે ૪

ઉજ્જવળ સત્ત્વગુણને બહાર કાઢી વશીકરણ અને સ્તભનમા રજસ્નુ આકર્ષણ કરી, અને ક્રોધથી તમસ્નુ આકર્ષણ કરી દ્વેષ, ઉચ્ચાટન અને મારણ કરવું ૫

અથવા અગાઉ કહેલા અને આગળ કહેવાતા મત્રપદમા રેચકની પહેલા જોવું પૂરક વડે આકર્ષણ કરી કુભ વડે હૃદયમા સ્થિર કરવું ૬

રેચકથી દ્વેષ અને મારણ થાય છે પૂરકથી વશીકરણની પ્રાપ્તિ અને ક્ષોભ થાય છે કુભકથી શત્રુનુ સ્તભન અગાઉ કહેલા ત્રણ મત્રપદો વડે કરવુ ૭

સર્પ, તડકા, ઠડી, અને રોગથી કલેશનો આવેશ હોવા છતા સુંદર ભોજનમા જે ક્ષોભ ન પામે તે મત્રમા લીન મન વાળાએ સ્થિરીકરણ કરવું ૮

મત્રનુ હૃદયમા સ્મરણ નાકની સન્મુખ દૃષ્ટિ, એકવાર સ્મરણ અને તેજ સ્મરણ બે-ત્રણ વાર પરાવર્તન પામે ત્યારે શબ્દ વિના જ હૃદયમા એકતાને પ્રાપ્ત કરે છે ૯

એકદમ રોષથી ઊંચા સ્વરે બોલાયેલા (મત્રો) મત્રોને અતે ક્ષોભ આપનારા અને શત્રુના નાશ કરનાર થાય છે અથવા નિ શ્વાસમા બોલાયેલો 'હ' અને તેનો સહચારી 'સ' ઉચ્છ્વાસમા બોલાય છે ૧૦

શૂન્ય સુપ્ત મસ્તકવાળો 'ह' અને બીજો 'स' એ બને અક્ષરોવાળા મત્ર પદનું યોગીઓ સ્મરણ કર છે તેનો અવાજ ભમરાના ગુંજારવ જેવો હોય છે શખિની-પ્રથમ કુડલિનીમાથી ઉત્પન્ન થએલો આ નાદ હણાય તેવો હોતો નથી ૧૧

વર્ણમંડળના તત્ત્વવાળું જે લબ્ધિ મંત્ર પદ તેજ ધ્યાન છે. તે પૃથ્વી અને જલ મંડલના તત્ત્વોમાં ગએલું શ્વેત ધ્યાન શાંતિ અને પુષ્ટિ આપનારું છે અને વિષનો નાશ કરનારું છે. ૧૨

અગ્નિમંડળના તત્ત્વવાળું અને પ્રથમના તત્ત્વોમાં ગએલું અરુણ—લાલ રંગનું ધ્યાન વશીકરણ માટે થાય છે. અને પીળા વર્ણવાળું ભૂમિમંડળના તત્ત્વોમાં ગએલું ધ્યાન મુખનું સ્તંભન—બોલવાનું બંધ કરે છે. ૧૩

ધૂમ્રવર્ણી ધ્યાન વાયુમંડળના તત્ત્વોમાં ગએલું અને મિત્રના વેષવાળું થતાં ઉચ્ચાટન કરે છે અને કાળા રંગનું ધ્યાન આકાશમંડળમાં જતાં મૃત્યુ કરાવે છે, તેનો પ્રયોગ ન કરવો. ૧૪

(ચોત્રીશ) અતિશયવાળા જિનેશ્વર ધ્યાન કરવા યોગ્ય છે. અથવા ગણધરો, દેવીઓ વગેરે તેમજ મંત્રના વર્ણો ધ્યાન કરવા યોગ્ય છે. ધ્યેય વસ્તુનું (દશ) પ્રાણો સાથેનું ઐક્ય સર્વત્ર પ્રસરે છે અને તે એકરૂપ બને છે. ૧૫

પૂરક અને કુંભકમાં પવન પ્રવેશ પામતાં ચંદ્રવાળી (શુકલ પક્ષમાં) અર્ધરાત્રીએ અને દિવસના પૂર્વ ભાગમાં શુભ અર્થ—ફળ માટે (મંત્ર) અક્ષર બોલવો. અશુભ અર્થમાં કૃષ્ણપક્ષમાં મંત્રાક્ષર બોલવો એવું તત્ત્વ છે. ૧૬

છ ખુણાની આકૃતિવાળા શરીરમાં અક્ષરો અને મનને સ્થાપન કરવું. તે તે વર્ણનો આકાર કરીને જે ધ્યાન કરે છે તે સિદ્ધપદને પ્રાપ્ત કરે છે. ૧૭

જે ગણભૃત્ મંત્ર પહેલાં **શ્રીઋષભદેવ** ભગવાને પુંડરીકને ત્રણસો શ્લોકવાળો આપેલો તે વિદ્યાસિદ્ધ મુક્તિ પદને પામ્યા. ૧૮

(આઠમા) **ચંદ્રપ્રભસ્વામી** સુધી તીર્થના ઉચ્છેદ વિના જ આ આ મંત્ર પણ રહ્યો. પરંતુ તે પછી **મહાવીરસ્વામી** ભગવાન્ સુધી આ એકજ વાચનાઓથી ભિન્ન ભિન્ન થયો.

**શ્રી મહાવીરસ્વામી** ભગવાને ૧૨૧ વર્ણોવાળો આ મંત્ર **ગૌતમસ્વામી**ને આપ્યો. તેમની આજ્ઞાને વશ **શ્રી ગૌતમસ્વામી**એ આ મંત્ર ૩૨ શ્લોકવાળો કર્યો અને કાળે કરીને તેનું પ્રમાણ ઘટતાં અધ્યુષ્ટ (?) શ્લોક પ્રમાણ **શ્રી દુઃપ્રસહસૂરિ**એ કહ્યો. ૨૦–૨૧

**શ્રીમાન્ સુધર્મસ્વામી** ગણધરના સંતાનોમાં પણ આ એક જ મંત્ર હતો. તેમાં **ગૌતમસ્વામી**નું આરાધન કરાય તો પણ બીજા બધા ગુરુઓનું આરાધન થાય જ છે. ૨૨

**આ પ્રકારે ધ્યાનવિધિ છે.**

**આઠ વિદ્યાઓ—૧સરસ્વતી, ૨ રોગાપહારિણી, ૩ વિષાપહારિણી, ૪ બંધમોક્ષિણી, ૫ આરાધકશ્રીસંપાદિની, ૬ પરવિદ્યાછેદિની, ૭ દોષ નિર્નાશની, ૮ અશિવોપશમની. એમ આઠ છે.**

જે જે વિદ્યાનો હું પ્રયોગ કરુ તે તે વિદ્યા મને સિદ્ધ થાઓ આરાધક જે ભવ્ય પ્રાણીઓ તેના વિશે એવો ભાવાર્થ છે 'વિદ્યા' એ પદમા જાતિમા એકવચન થાય છે એ ન્યાયે અહીં એકવચન આપ્યુ છે આ વિદ્યાઓનો પદ વિભાગ કહેવાય છે પ્રણવ-ૐ અને नमो થી યુક્ત બધા પદો ઇષ્ટ કાર્ય ઉપજાવે છે પ્રણવ વિના नमो હોય તો તે મોક્ષ બીજ છે, તેમા જિન, અવધિજિન વગેરે ધ્યાન કરવા યોગ્ય છે

चउदसपुर्व्वीणं पयाणुसारीणं ग्गारसंगीणं उज्जुमईणं विउलमईणं ण्णंसि ઇત્યાદિથી લઇને सारस्सय मे पसिज्झउ स्वाहा સુધી આ રીતે બધા કાર્યો બોલવા ૧

✓ आमोसहिल्द्धीण विप्पोसहिल्द्धीण खेलोसहिल्द्धीणं सव्वोसहिल्द्धीणं ઇત્યાદિથી ભવ્ય પ્રાણીઓને કુષ્ઠરોગ ઉત્પન્ન થતા આ વિદ્યા વડે શરીરનો સ્પર્શ કરવો તઓલનુ પાન અને અને કવાપાનીય-ચૂનો મન્ત્રીને આપવો આ વિદ્યાને શ્રીખડ-ચદન વડે આલેખી, સુગધી દ્રવ્યોથી પૂજા કરી, કાસાના પાત્રમા દૂધનુ પ્રક્ષાલન કરીને પીવડાવવામા આવે છે આ અક્ષરો આરાધક મનુષ્ય ઉપર દૂધ અથવા અમૃત વર્ષાવે છે આ ધ્યાન મહારોગ થયો હોય તો જ કરવું બીજે ન કરવુ તે રોગનો નાશ કરનાર થાય છે ૨ ✓

आमीविसल्द्धीण खीरासवल्द्धीण महुआसवल्द्धीण अमियासवल्द्धीण—આ વિષાપ હારિણી વિદ્યા છે આ વડે શરીરનો સ્પર્શ વગેરે પૂર્વની માફક અને ધ્યાન પણ પૂર્વની માફક જ કરવું ૩

जिन अवधि-परमावधि-अनन्तावधिकेवलित्रयम्—આ બધમે ક્ષિણી વિદ્યા છે આ-મા પૂર્વની માફક ધ્યાન કરવુ શરીરનો સ્પર્શ ન કરવો આ અક્ષરોને ચદનથી લખીને તેના નીચેના ભાગમા બધાયેલા પુરુષનુ નામ આલેખવુ અને હમેશા પુજન તેમજ ધ્યાન કરવુ મોટા મનુષ્યના મોટા બધનને છોડાવવાના કામમા જ આનો ઉપયોગ કરવો બીજે નહિ ૪

बीयबुद्धीण कुट्टबुद्धीण संभिन्नसोयाणं अक्खीणमहाणसल्द्धीण—આ અક્ષરો લક્ષ્મીનું સપાદન કરવામા શ્રીસપાદની વિદ્યા કહેવાય છે ધ્યાન તો અગાઉ ની રીતે જ હમેશા કરવુ મોટા મનુષ્યને નાશ સ્થાને રહેલી લક્ષ્મીનો લાભ ન થવામા ઉપદ્રવ થતા પ્રયોગ કરવો ૫

उग्गतवचरणचारीण दित्ततवाण तत्ततवाणं पडिव मा पडिवन्नाण—આ અક્ષરો પારકા-ની વિદ્યાનો ઉચ્છેદ કરવામા પરવિદ્યાછેદિની કહેવાય છે ધ્યાન તો વજ્રના પજરની મધ્યમા હું છુ એ રીતે કરવુ ૬

जंघाविज्जाचारणाणं वेयव्वियइड्ढिपत्ताण आगासगामिण—આ અક્ષરોને દોષનો નાશ કર વામા દોષ નિર્નાશની વિદ્યા કહેવાય છે ધ્યાન કરવુ આથી દેવતા તથા અસુરોથી પરિષ્કૃત થવાય છે, સર્વવ્યાપી અને બધી દિશામા જનારો બને છે આનુ ધ્યાન કરતા હું ક્ષુદ્રદોષવાળો

કે નજીકમાં પ્રાપ્ત ન થાઉં એમ સમજવું. મોટાઓના મોટા દોષમાં જ આનો પ્રયોગ કરવો.

मणपज्जवनाणीणं सीअलेसाणं तेउलेसाणं आसीविसभावणाणं दिट्ठीविसभावणाणं चारणसमणभावणाणं महासमणभावणाणं तेयग्गिनिसग्गाणं આ પદો नमो યુક્ત વિશેષણ સહિત પ્રત્યેક પ્રાતિહાર્યોનાં છે. પ્રણવ-ૐ અને नमो થી યુક્ત ૩૨ સંખ્યા પ્રમાણ સ્તુતિપદો અશિવોપશમિની વિદ્યામાં છે. તે બત્રીશ સ્તુતિપદો આ પ્રકારે છે,—जिण—ओहि—परमोहि—अणंतोहि—अणंताणंतोहि—केवलि-भवत्थकेवलि—अभवत्थकेवलि—उज्जुमइ—विउलमइ—वेउव्वियलद्धि—पण्हासमण—जंघाचारण—विज्जासिद्ध—आमोसहि—विप्पोसहि—खेलोसहि-जल्लोसहि—सव्वोसहि आसीविस—अट्ठंगनिमित्तधारय—वयणविसत्तलेस—सीचलेस—चउदसपुव्वि—दसपुव्वि—एगारसंगि—संभिन्नसोय—दुवालसंगि—सव्वसिद्ध—उग्गतवचरणचारित्त આ પ્રકારના બત્રીશપદો ચંદનના લેપવાળા કાંસાના પાત્રમાં લખવાં. ચાર દ્વાર વાળા ત્રણ ગઢ રૂપ સમવસરણમાં મધ્ય ભાગે ॐ अर्हं युगादिनाथाय स्वाहा એમ લખવું. તેની અંદર પીડિત મનુષ્યનું નામ લખવું. તે પછી પૂર્વ બાજુએ विनीतायां राज्यं करोति એમ લખવું. ઉત્તર બાજુએ पुत्राणां राज्यं ददाति, व्रतं गृह्णाति, इक्षुरसेन श्रेयांसः प्रीणयति એમ લખવું. દક્ષિણ બાજુએ मौनी विहरति એમ લખવું. પશ્ચિમ બાજુએ उत्पन्न केवलो भव्यान् प्रबोधयति એમ લખવું. તે પછી સમગ્ર મંત્રનો હાથ વડે ૧૦૮ વાર જાપ કરવો. સુગંધિ દ્રવ્યો અને શ્વેત પુષ્પો વડે પૂજા કરવી. પૂર્વ દિશાએ ભક્તામર સ્તોત્રથી સ્તુતિ કરવી. તે પછી ચૈત્યવંદન કરીને શાંતિપાઠ બોલી ચંદનયુક્ત પાણી વડે ૧૦૮ કલશથી સ્નાત્ર કરવું. તે સ્નાત્ર-ન્હવણના પાણીથી પીડિતનો અભિષેક કરવો. જે મંડળમાં લખ્યું હોય તેનું ધ્યાન કરવું અથવા યુગાદિદેવના જન્મકલ્યાણકનું ધ્યાન કરવું; જે રીતે કલ્પમાં કહ્યું છે. આ વિદ્યા વાદ, વિવાદ, રણ, રાજકુળ, રાજા, શત્રુ હમેશનો ઉપદ્રવ, અઘટિત કામ, મોટો રોગ, લાંબા કાળના દોષથી પીડાતાં, અને બીજાં વિપત્તિવાળાં સ્થાનો વગેરેમાં મોટા સમકિત ધારી પુરુષો, ધર્મમાં સ્થિર મનુષ્યો, ત્રણ રત્ન (દર્શન, જ્ઞાન, ચારિત્ર)નું આરાધન કરનારા તેમજ પદસ્થ મહા પુરુષોના માટે જ પ્રયોગમાં લાવવી, બીજાઓ માટે નહિ અથવા यैः शान्तरागरुचिभिःથી લઈને ज्ञानं यथा त्वयि સુધીનાં (ભક્તામર સ્તોત્રનાં) પદ્યો વાળા સ્તોત્રનો હમેશાં પાઠ કરવો. આથી બધાના આત્મામાં શાન્તિ થાય છે. આ પુંડરીકનો આદેશ અત્યંત સ્પષ્ટ છે. ગણધર વિદ્યાથી ગર્ભિત આ આઠ પદ્યોનો હમેશાં પ્રાતઃકાળે પાઠ કરવો; બીજી વેળાયે નહિ. તેથી સર્વ કાર્યની સિદ્ધિ આ વિદ્યાપીઠથી થાય છે.

આ પ્રકારે આઠ વિદ્યાઓ છે.

સ્મરણવિધિ—

થોડા પાણીથી સ્નાન કરનાર, અનુદ્ભટ વેષ વાળાએ ઇર્યાપથિકી પ્રતિક્રમીને પવિત્ર

તેમજ એકાંત પ્રદેશમાં પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ પદ્માસનમાં બેઠેલા સૂરિએ આગળ સમવસરણ મૂકીને સૂરિમંત્રની સાધનાનો આરંભ કરવો. કહેલી રીતિએ ભૂમિશુદ્ધિ વગેરેના નવે અધિકારોની વિધિ કરીને ૐ ૐ (હ્રીં) નમઃ એ મંત્ર વડે ઢાંકેલા સમવસરણ ઉપર ત્રણવાર વાસક્ષેપ નાખીને સમવસરણ છોડવું. તે પછી સૂરિમંત્ર પટ્ટને વાસક્ષેપથી પૂજા કરી પૂર્વે કહેલી રીતિએ જ ૐ આં ક્રોં હ્રીં શ્રીં ઇત્યાદિથી શ્રી ગૌતમસ્વામીનું આહ્વાન કરી પાંચ મુદ્રાઓથી મંત્રપટ્ટમાં (તેમને) સ્થાપન કરી નખછોટિકા, અમૃતીકરણ અને ગંધપૂજા કરી, સુવર્ણના કમળમાં બેઠેલા પ્રાતિહાર્યોથી યુક્ત શ્રીગૌતમસ્વામીનું ધ્યાન કરી પાંચ મુદ્રાઓથી સૂરિમંત્રના અધિષ્ઠાયકોને પૂર્વ વગેરે દિશાઓમાં સ્થાપીને નખછોટિકા, અમૃતીકરણ અને ગંધપૂજા કરી નમઃ સદ્ગુરુભ્યઃ એ પ્રકારે બોલીને સૌભાગ્યમુદ્રા, પરમેષ્ઠિમુદ્રા, પ્રવચનમુદ્રા, સુરભિમુદ્રા અને અંજલિમુદ્રા વગેરેથી પાંચ પીઠવાળા સંપૂર્ણ સૂરિમન્ત્રનો જાપ કરવો. અહીં આમ્નાય એવો છે કે

પ્રથમમુદ્રા (સૌભાગ્યમુદ્રા) વશીકરણ અને ક્ષોભ માટે સુરભિમુદ્રા શાંતિ માટે ત્રીજી (પ્રવચન) મુદ્રા સર્વ અર્થ માટે અને અંજલિમુદ્રા આત્મ સેવા માટે કરવામાં આવે છે.

આ કારણથી સૌભાગ્ય મુદ્રા વડે બધા લબ્ધિપદો અને પાંચ પીઠો હ્રીં પૂર્વક સ્વાહા સુધીની પીઠો ગણવી. પરમેષ્ઠિમુદ્રામાં ૐ પૂર્વક સ્વાહા સુધીની પી૦ ગણવી. પ્રવચનમુદ્રામાં શ્રીં પૂર્વક સ્વાહા સુધીની પીઠ ગણવી. સુરભિમુદ્રા અને અંજલિમુદ્રામાં જે પીઠ કહેલી છે તે મુજબ ગણવી.

શ્રી અચલગચ્છના અધિનાયક શ્રી આર્યરક્ષિતસૂરિથી ક્રમશઃ આવેલો ૩૭૮ અક્ષર પ્રમાણવાળો સૂરિમંત્ર જપવો. તે પછી પૂર્વે કહેલી રીતિએ વિસર્જન કરીને સ્તુતિપાઠ કરવો. સ્તુતિપાઠ આ પ્રકારે છે.

ગુણભંડાર સૂરિવિદ્યાની પ્રથમ પીઠમાં ગૌતમ પદની ભક્તિયુક્ત સુપ્રતિષ્ઠિત સરસ્વતી દેવી મને સુખ આપો. ૧

બીજી પીઠમાં સુપ્રતિષ્ઠિત આ વિદ્યાની અનુપમ માહાત્મ્યવાળી હજાર ભુજા સહિત નામે ત્રિભુવનસ્વામીની છે. ૨

શ્રી ગૌતમપદનું ધ્યાન કરતી માનુષોત્તર પર્વતના શિખરમાં રહેલી તે દેવી હંમેશા સંઘને અને મને સુખ આપો. ૩

પદ્મ સરોવરમાંના પદ્મમાં બેઠેલી ચોસઠ દેવેન્દ્રોના માહાત્મ્યને જાણનારી સમગ્ર અંગે વિભૂષણો ધારણ કરનારી અને ગૌતમસ્વામી ગણધરને પ્રણામ કરતી, વળી, વિજયા, જયા, જયંતી, નંદા અને ભદ્રા દેવીઓથી યુક્ત ત્રીજી ઉપાધ્યાય પીઠમાં સુપ્રતિષ્ઠિત શ્રી શ્રીદેવી મને સુખ આપો. ૪-૫

ચોથી વિદ્યાપીઠમાં ગૌતમસ્વામીનો પ્રિય અને અણુપણુપન્ની નામના વ્યંતરદેવોથી પ્રતિષ્ઠા કરાએલો ગણિપિટક નામે યક્ષરાજ સુપ્રતિષ્ઠિત છે. ૬

તે (યક્ષરાજ) સોળ હજાર યક્ષોનો સ્વામી છે. તેના બળની તુલના ન થઇ શકે એવો છે અને વીસ ભુજાવાળો છે તે શાસનના વિરોધી મોટા શત્રુ વર્ગનું નિવારણ કરે છે. ૭

સૌધર્મ કલ્પમાં રહેનારો ઐરાવણ હાથીનાં વાહનવાળો અને જેના હાથમાં વજ્ર છે તે દેવતાઓનો અધિપતિ ઇંદ્ર મંત્રરાજ ગૌતમને સેવે છે. ૮

ઇશાન કલ્પમાં રહેનારો હાથમાં ત્રિશૂલને ધારણ કરનારો અને હમેશાં વૃષભ ઉપર બેઠેલો દેવતાઓનો અધિપતિ ઇંદ્ર મંત્રરાજ ગૌતમને સેવે છે. ૯

ત્રીજા (સનત્કુમાર) કલ્પમાં રહેનારો શ્રી શ્રમણ નામનો ચક્રને હાથમાં ધારણ કરનારો દેવતાઓનો અધિપતિ ઇંદ્ર મંત્રરાજ ગૌતમને સેવે છે. ૧૦

બ્રહ્મલોકમાં રહેનારો સૌમનસ નામનો બહુ શસ્ત્રને ધારણ કરનારો દેવતાઓનો અધિપતિ ઇંદ્ર મંત્રરાજ ગૌતમને સેવે છે. ૧૧

આઠ કુળના નાગ દેવોનો રાજા, હજાર ફણાવાળો, શ્રીમાં સુપ્રતિષ્ઠિત અને હાથમાં મુકુલવાળો ધરણેન્દ્રરાજ મંત્રરાજ ગૌતમને સેવે છે. ૧૨

રોહિણી પ્રમુખ દેવીઓ, ૬૪ ઇંદ્રો તથા બીજા પણ ૨૪ યક્ષ અને ૨૪ યક્ષિણીઓ ગૌતમસ્વામીના ચરણને સેવે છે. ૧૩

સુવર્ણના હજાર પત્રવાળા કમળમાં બેઠેલા, અનેક લબ્ધિઓવાળા, અનેક પ્રાતિ-હાર્યોવાળા એવા ગૌતમસ્વામી ગણધરનું ધ્યાન કરવું જોઇએ. ૧૪

આં ક્રોં હ્રીં શ્રીં એ મંત્ર વડે ધ્યાનની શરૂઆતમાં હમેશાં અંજલિ—હાથમુદ્રાથી સમીપ રહેલા દેવતાઓના સમૂહને સ્થાપવો. ૧૫

દેવેન્દ્રોને ઉત્સર્ગ—દાન દઇ પૂજાને માટે કર્પૂર, ધૂપાદિની સુગંધ વડે સારા વ્રત —નિયમવાળો, બ્રહ્મવ્રતમાં સ્થિર તેમજ થોડા પાણીમાં સ્નાન કરી સુંદર વસ્ત્રો ધારણ કરીને કર્મક્ષય—માટે ત્રણે કાળ આ વિદ્યાનું જે લાખવાર સ્મરણ કરે છે. સૌભાગ્ય, પરમેષ્ઠિ, સુરભિ, પ્રવચન, અને અંજલિ મુદ્રા આદિ પાંચ મુદ્રાઓ ધ્યાનમાં સર્વ કાળે કરવી. ૧૬-૧૭-૧૮

શું ચિંતામણિ, કામધેનુ, કલ્પદ્રુમ, સુંદર નવનિધિઓ, ચૌદ રત્નો, શ્રેષ્ઠ ચક્રવર્તિપણું કે મનોહરપણું, રાજાપણું, તથા સુંદર વાણી વગેરે શ્રી સૂરિવિદ્યામાં ગૌતમસ્વામી દ્વારા સુપ્રતિષ્ઠિત છે. તે ત્રણે ભુવનમાં અલક્ષિત માહાત્મ્યવાળી અને અનેક સુકૃત કરાવનારી છે. (અપાવનારી છે.) ૧૯

આ પ્રકારે સ્તુતિ છે.

ઉત્સુકતા હોય અને સ્મરણને યોગ્ય સ્થાનનો અભાવ હોય તો મંત્રપટને પૂજીને

સૌભાગ્ય માટે સૌભાગ્યમુદ્રા વડે, અધિષ્ઠ યકોમા ચેતના લાવવા માટે સુરભિમુદ્રા વડે, કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રા વડે, નાના ઉપદ્રવની શાતિ માટે ગરુડમુદ્રાવડે, એકેકવાર બધા મત્રોનો જાપ કરવો વળી સૌભાગ્યમુદ્રા હ્રીં પૂર્વકની પીઠોમા અને બાકીની ચાર મુદ્રાઓ ૩ પૂર્વકની પીઠોમા કરી, તે પછી બધા મત્રો ૧૦૮ વાર, ૫૪ વાર કે ૩૬ વાર યથાયોગ્ય રીતે સ્મરવા મનની સ્થિરતા માટે મસ્તક, હૃદયમા કે નાભિમા ૧૬ પાખડીવાળા કમળનુ ધ્યાન કરી પ્રત્યેક પત્રે સૃષ્ટિથી એક એક વાર લબ્ધિપદનુ ધ્યાન કરવુ સ્મરણ કરતા અક્ષર શુદ્ધિ, અક્ષર સખ્યા, પીઠોની આરાધના વિધિ તથા અધિષ્ઠાયક પુરુષોનું ચિંતવન કરવું ગુરુના ઉપદેશને ભૂલ્યા વિના પોપટની માફક પાઠ ન કરવો

સક્ષેપથી સ્મરણનો અધિકાર—

સમવસરણમા મુખ્ય પીઠમા મહાવીરસ્વામી ભગવાન હોય છે અને બાકીની પીઠોમા ચતુર્મુખ ભગવાન હોય છે અગ્નિ આદિ ખૂણામા કપર્દી યક્ષોને સ્થાપવા અને (અગ્નિ, ઇશાન, વાયવ્ય અને નૈઋત ખૂણાઓમા કપર્દી યક્ષોની સ્થાપના દરેકમા ત્રણત્રણની કરવી તેથી) બાર સભા કરવી ૧

તેમા આ અર્હમ્ સ્વરૂપ ગૌતમની ભક્તિપૂર્વક પૂજા કરવી એ રીતે નાભિકમળમા ધ્યાન કરતા સૂરિએ તે મુખ્ય અરિહંત સર્વજ્ઞ છે એમ માનવુ પૂર્વ દિશામા વિદ્યા, ઉત્તર દિશામા ગૌતમસ્વામી દક્ષિણ દિશામા ઉપાધ્યાય કે સાધુ અને પશ્ચિમ દિશામા પૂજ્ય પટ્ટોને સ્થાપવા ૨-૩

મધ્યમા કપર્દીઓને સ્થાપવા ચારગતિવાળા સસારમા મને આ બધાનુ શરણ છે તેથી પાચે પૂજ્ય પટ્ટોની પૂજા કરવી ૪

*મુઠીમા રહેલા આ તારા ગુરુ અક્ષરોની ત્રણ મુઠી આપે છે એથી મનુષ્યોની સમસ્ત ત્રણ જગતનો વ્યવહાર સકેત રૂપ છે એમ સમજવું ૫*

વામક્ષેપની આહુતિનો ન્યાસ શખ પૂર્વક પ્રથમ મુદ્રા વડે કરાય તો તે અન્ન લાભ માટે થાય છે ૫ લવમુદ્રાનુ દર્શન અહીં શિષ્યની સમૃદ્ધિ માટે થાય છે ૬

ઇંદ્રિયોના વિષયો જેણે જીત્યા છે એવા મનવાળો અને દભ, ક્રોધ, મદ અને માયાને જીતનાર, બને કુળમા શુદ્ધ એવો સાધુ તેમજ સિદ્ધાતના સારને ગ્રહણ કરનાની બુદ્ધિ વાળો વળી જેણે સારી રીતે યોગ વહ્યા હોય, શુદ્ધ આચારવાળો અને જિનેશ્વરના ચરણમા ભક્તિવાળો સાધુ પુરુષ વર્ધમાનવિદ્યા પમા તથા સૂરિમત્રને યોગ્ય છે ૭ ૮

ક્રમશ પ્રથમથી લઈને આઠ–સ્તભન, દહન, મૃત્યુ, વિદ્વેષ વશીકરણ, ઉચ્ચાટન, શાન્તિ અને ઇશાન (પુષ્ટિ) ઇત્યાદિ બધા કર્મો છે કાઈના મતે ક્રમશ પ્રથમથી લઈને આઠ–સ્તભન, દ્વેષ, આકર્ષણ દહન શાતિ, ઉચ્ચાટન અને મરણ વગેરે કર્મો છે ૯–૧૦

સૂર્યોદયથી લઇને ચૈત્ર વગેરે મહિનાઓથી વર્ષ પર્યંત પાંચ ઘડી પ્રમાણ રાત દહાડો વસંતાદિ ઋતુઓથી લઇને કરવું. ૧૧

આકર્ષણ, દ્વેષ, ઉચ્ચાટન, મારણ, પુષ્ટિ અને શાંતિ કર્મો ક્રમશઃ છ ઋતુઓમાં જાણવાં. કોઇકના મતમાં કાલની વિધિ પણ કહેલી છે. ૧૨

દિવસના પૂર્વ ભાગમાં વશીકરણ કર્મ, દિવસના મધ્યભાગમાં દ્વેષ, દિવસના ઉત્તરભાગમાં ઉચ્ચાટન અને સંધ્યામાં મારણ કર્મ કહેલું છે. ૧૩

અર્ધરાત્રિએ શાંતિ કર્મ, પ્રભાતકાળે પૌષ્ટિક કર્મ કરવું. વળી વશીકરણ છોડીને બાકીનાં બધાં કર્મો ડાબા હાથથી યોજવાં. ૧૪

શાંતિ, પુષ્ટિ અને મુક્ત કાર્યમાં શ્વેત ધ્યાન, ક્ષોભમાં અતિ પીતવર્ણનું ધ્યાન, વશ્ય અને આકર્ષણમાં અરુણ ધ્યાન, દ્વેષ અને ઉચ્ચાટનમાં ધૂમ્રવર્ણનું અને મારણમાં અત્યંત કૃષ્ણ ધ્યાન કરવું. ૧૫

પૃથ્વીતત્ત્વમાં સ્તંભન અને પુષ્ટિ, જલતત્ત્વમાં વશીકરણ અને શાંતિ, અગ્નિતત્ત્વમાં આકર્ષણ અને દહન, વાયુતત્ત્વમાં દ્વેષ અને આકાશમાં મારણ થાય છે. ૧૬

બાળ સ્વરમાં વશીકરણ, કુમાર સ્વરમાં આકર્ષણ, યૌવન સ્વરમાં શાંતિ, વશીકરણ અને પુષ્ટિ, વાર્ધક્યમાં દ્વેષ અને સ્તંભન, વળી મૃત્યુ સ્વરમાં મારણ કરવું. આ રીતે પ્રથમથી લઇને પાંચ સ્વરોનું ક્રમશઃ કાર્ય કરવું. બાળ વગેરે સ્વરોવાળો ધ્યાની કાર્યવડે મનનું અનુમાન કરનાર હોય છે. ૧૭–૧૮

પૂજામાં નમઃ, હોમમાં સ્વાહા, શાંતિમાં સ્વધા, આકર્ષણમાં વષટ્, ક્ષોભમાં સંવૌષટ્, દ્વેષમાં ફટ્ અને ઘે કહેતાં મારણ થાય છે. ૧૯

સ્ફટિક, પરવાળાં, મોતી, સુવર્ણ, પુત્રજીવી તથા કમળના બીજની માળાઓ વડે શાંતિ વગેરેનું ઉચિત કામ કરવું. ૨૦

પદ્માસન વગેરે આસનો અને પરમેષ્ઠિ વગેરે મુદ્રાઓ, શ્વેતપત્ર વગેરેથી પૂજા કરવી અને કુંકુમ તેમજ ગોરોચનાદિ વડે આલેખ્ય પત્ર બનાવવું જોઇએ. ૨૧

દંડાસન, સ્વસ્તિકાસન, પંકજાસન, કુક્કુટાસન, વજ્રાયુતાસન અને ભદ્રાસન, ક્રમશઃ આકર્ષણ, વશીકરણ, વધ, રોધ, તથા દ્વેષ વિધિમાં કહેવાય છે. ૨૨

આકર્ષણ, વશીકરણ, વધ, રોધ, વિબોધ, શાંતિ અને દ્વેષમાં ક્રમશઃ અંકુશમુદ્રા, કમલમુદ્રા, વજ્રમુદ્રા, શંખમુદ્રા, બોધમુદ્રા તેમજ પ્રવાલમુદ્રા–આ રીતે છ મુદ્રાઓ પાપના નાશ માટે હમેશાં કરવી. ૨૩

સુવર્ણ, ચાંદી અને કાંસ્યના પાત્રનો આમાં સાધુએ સંઘના કામ માટે બધે ઉપયોગ કરવો. બીજે નહિ. ૨૪

પ્રાય અહીં સૂરિયત્રને મોટા મનુષ્યના શુભ કામમા પ્રયોજવો તેથી સુદર પાત્રમાં આલેખીને કપૂર આદિથી આની પૂજા કરવી ૨૫

વિદ્વાન પુરુષે પૂરક અને રેચકના યોગથી આવાહન અને વિસર્જન કરવું અને કુભકથી પૂજાની તૈયારી તથા સ્થાપના વિધિ કર્મો કરવા ૨૬

મોક્ષ, અભિચાર, લક્ષ્મી, શાતિ અને આકર્ષણ વગેરે ક્રમશ જાપવિધિમા અગુઠાથી લઇ કનિષ્ઠા સુધી અક્ષસૂત્રની વિધિ કરવી ૨૭

સ્તભનમા, શાતિ તથા પુષ્ટિમાં, વશીકરણ, ઉચ્ચાટન તથા મારણમા ક્રમશ ભૂમિ આદિ મડળના તે તે અર્થ માટે ધ્યાન કરવા ૨૮

પૂર્વાહ્ને, મધ્યાહ્ને, મધ્યરાત્રિ, રાત્રીના છેલ્લા પ્રહરમા ક્રમશ વશીકરણ, સ્તભન, શાતિ અને પુષ્ટિ એ પ્રકારે કરવા ૨૯

(વિદર્ભન) દીપન, પલ્લવ, સપુટ, રોધ, ગ્રથન અને અવદર્ભણ, વગેરે ક્રમશ શાતિમા, દ્વેષમા વશીકરણમા, બંધનમાં આકર્ષણમા તથા સ્તભનમા કરવા ૩૦

પહેલા નામ મૂકવુ તે દીપન, અતે નામ મૂકવુ તેનુ નામ પલ્લવ, તેની મધ્યમા મૂકવુ તે સપુટ, અને આદિ મધ્ય અને અતે રહે તેને રોધ કહે છે ૩૧

વળી વર્ણનુ પરાવર્તન કરવું તેનુ નામ ગ્રથન અને બે અક્ષરોની વચ્ચે રહેવુ તેને વિદર્ભન કહે છે ઉપર્યુક્ત છ કર્મોનાં કારણો જાણીને વિદ્વાન પુરુષે અનુષ્ઠાન આચરવા ૩૨

દિશા, કાળ, મુદ્રા, આસન, પલ્લવ વગેરેના પ્રકારો જાણીને વિચારશીલ મનુષ્યે જાપ કરવો અન્યથા હમેશા મત્રનો જાપ કરવા છતા તેનો મત્ર સિદ્ધ નથી થતો ૩૩

કેટલાકના મતે વશીકરણ, આકર્ષણ, સ્તંભન, મારણ, વિદ્વેષન, ચલન, શાતિ અને પુષ્ટિ વગેરે ક્રમશ ઉત્તર, દક્ષિણ, ઇશાન, અગ્નિ, પશ્ચિમ, પૂર્વ, નૈઋત્ય અને વાયવ્ય દિશાઓમા કરવા ૩૪

એ પ્રમાણે વળી, મત્રોક્તિ ચાર પ્રકારે છે ૧ મહતી, ૨ બૃહતી, ૩ ઉક્તા અને ૪ ન્યાસી તેમા પોતાના પાઠથી સિદ્ધિ થાય તે મહતી, થોડા જાપે બહુ સિદ્ધિ થાય તે બહતી, જાપ, તપ અને પૂજા તે ગૌતમીવિદ્યા, પૂર્વભૃત્ સુધીની ઉક્તા કહેવાય છે અને એક જ પદમા ઘણી દેવીઓના નામ હોય તે ન્યાસી કહેવાય છે ૩૫-૩૬.

અહીં પૂર્વભૃત સુધી એટલે પૂર્વભૃત્ સુધી પ્રથમની ત્રણ તે પછી ન્યાસી પદમા દેવી વગેરેના નામોને સ્થાપવા એવો અર્થ છે

તથા ચાર પ્રકારે મત્રની જાતિ છે ૧ આણવ, ૨ કાર્મજ, ૩ પ્રવર્તક અને ૪ નિવર્તક સારા કર્મનુ બીજ તે આણવ, સારા કર્મોનો ઉદય તે કાર્મજ. સારા કર્મોની પ્રવૃત્તિ કરનાર તે પ્રવર્તક અને મોક્ષનો હેતુ નિવર્તક કહેવાય છે

વળી ચાર પ્રકારે મંત્ર સ્મરણ કરવાની રીતિઓ છે. વૈખરી, પશ્યંતી, મધ્યમા અને પરા. સ્પષ્ટ ઉચ્ચાર કરવો તે વૈખરી, અર્થની દૃષ્ટિ હોય તે પશ્યંતી, હૃદયમાં બધા વર્ણોને વ્યાપ્ત કરી દેવા તે મધ્યમા, અને ધ્વનિ વિના જ બધા વર્ણોના સ્થાનને સ્પર્શે તે પરા કહેવાય છે.

મહા સિદ્ધિઓ આઠ પ્રકારની છે. અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાકામ્યા, પ્રહતી, ઇશિત્વ અને વશિત્વ.

અહીં મુદ્રાઓ તો બીજા શાસ્ત્રોમાં અનેક છે પણ સૂરિમંત્રને ઉપયોગી ૧૭ છે. **તે આ પ્રમાણે—**

ઊંચા બે હાથ વડે વેણીબંધ કરીને બે અંગુઠા વડે બે કનિષ્ઠા આંગળીઓને અને બે તર્જની વડે મધ્યમાને જોડીને અનામિકા આંગળીઓને સરખી કરવી તેને **પરમેષ્ઠિમુદ્રા** કહે છે. ૧

પોતાની સન્મુખ જમણા હાથની કનિષ્ઠા તથા ડાબા હાથની કનિષ્ઠા જોડીને નીચે ફેલાવેલા હાથ વડે **ગરુડમુદ્રા** થાય છે. ૨

ડાબા હાથના તળિયે જમણા હાથના મૂળને મૂકી હાથની શાખાઓને અલગ કરીને ફેલાવવાથી **ચક્રમુદ્રા** થાય છે. ૩

પરસ્પર સન્મુખ ગુંથેલી આંગળી વાળા હાથ કરીને બે તર્જની સાથે બે અનામિકા ને લઇ મધ્યમા આંગળીને ફેલાવી તે મધ્યમા બે અંગુઠા વડે **સૌભાગ્યમુદ્રા** બને છે, તે મધ્યમ પ્રકારના સૌભાગ્ય માટે થાય છે. ૪

અહીં જ બે અંગુઠાની નીચે કનિષ્ઠિકા ને તેનાથી આક્રાંત થએલી ત્રીજી આંગળીને મૂકવી તેથી બીજવાળી **સૌભાગ્યમુદ્રા** બને છે. તે સૌભાગ્યના ઉત્કર્ષ માટે થાય છે. ૫.

જમણા અંગુઠા વડે તર્જનીને જોડી બીજી આંગળીઓને ફેલાવી ડાબા હાથને હૃદય ઉપર મુકતાં **પ્રવચનમુદ્રા** થાય છે. ૬

બે હાથની અનામિકા અને મધ્યમા પરસ્પર વિપરીતમુખી કરી ઊંચી કરીને જોડવી. અને બાકીની આંગળીઓને નીચેની બાજુએ રાખવાથી **પર્વતમુદ્રા** બને છે. ૭

પરસ્પર ગુંથેલી આંગળીમાં, કનિષ્ઠા અને અનામિકામાં મધ્યમા અને તર્જનીને જોડવાથી ગાયના સ્તન આકારવાળી **સુરભિમુદ્રા** બને છે. ૮

જમણા હાથની તર્જનીને ડાબા હાથની મધ્યમા સાથે યોજવી અને મધ્યમાને તર્જની સાથે અનામિકાને, કનિષ્ઠાને અનામિકા સાથે લગાડવી. તેને નીચે કરવાથી **ધેનુમુદ્રા** બને છે. એવો બીજાઓનો મત છે. ૯

લાબા કરેલા પરતુ હાથની શાખામાથી કઇકવાળેલા હાથોને ધારવાથી અજલિમુદ્રા બને છે ૧૦

બે હાથ વડે અજલિ કરીને અનામિકાના મૂળના પર્વને અગુઠા સાથે જોડવાથી આવાહનમુદ્રા બને છે ૧૧

આ મુદ્રા નીચા મુખવાળી થતા સ્થાપનીમુદ્રા બને છે ૧૨

બને હાથની બનાવેલી મુઠીમા હાથના અગુઠાઓને ઊંચા કરવા તેને સંનિધાપની મુદ્રા કહે છે ૧૩

આ પ્રકારના બે હાથમા અગુઠાઓને મુઠીની અદર નાખવા તેને સનિરોધિનીમુદ્રા કહે છે ૧૪

મુઠી બાધી ફેલાવેલી તર્જની અને મધ્યમાના ઉપર અગુઠા મુકવાથી અવગુઠનમુદ્રા બને છે ૧૫

જમણા હાથની મુઠી બાધી તર્જની અને મધ્યમા ફેલાવવી જેથી અસ્ત્રમુદ્રા બને ૧૬

ગ્રહણ કરાતા પુષ્પની ઉપર સહાર પૂર્વક હાથ ફેલાવી કનિષ્ટાથી લઇને તર્જની સુધીની આગળીઓનો ક્રમ પૂર્વક સકોચ કરવાથી અગુઠાના મૂળ સુધી લવાય ત્યારે વિસર્જનમુદ્રા બને છે ૧૭

આ પ્રકારે મુદ્રાઓ કહેલી છે.

ઉપસહાર— ગૌતમસ્વામીને નમસ્કાર થાઓ

જિનેશ્વર તેમજ ગુરુ મહારાજને નમસ્કાર કરીને સિદ્ધિ કરનારુ કઇક જ્ઞાન કહીશ પચાશ લબ્ધિઓ મારા વ્રત કરનારને પ્રાપ્ત થાય છે એમ કહેલુ છે તે લબ્ધિઓ આ છે — ૧ જિન ૨ અવધિજિન, ૩ પરમાવધિ જિન, ૪ અનન્ત જિન ૫ અનન્તાઅનન્તજિન ૬ સર્વાવધિ જિન ૭ બીજ બુદ્ધિ, ૮ કુષ્ઠ બુદ્ધિ, ૯ પદાનુસારી, ૧૦ સભિન્નશ્રોતસ્ ૧૧ ક્ષીર લબ્ધિ, ૧૨ મધ્વાશ્રવ લબ્ધિ, ૧૩ અમૃતાશ્રવ લબ્ધિ, ૧૪ અક્ષીણ મહાનસિ લબ્ધિ, ૧૫ જલ્લૌષધિ, ૧૬ ખેલૌષધિ, ૧૭ આમૌષધિ, ૧૮ વિપ્રુડૌષધિ, ૧૯ સર્વાગ્રિમ ઔષધિ, ૨૦ વૈક્રિયલબ્ધિ, ૨૧ સર્વલબ્ધિ, ૨૨ ઋજુમતિ, ૨૩ વિપુલમતિ, ૨૪ જઘાચારણ મુનિ, ૨૫ વિદ્યાચારણ મુનિ, ૨૬ પ્રજ્ઞાચારણ મુનિ, ૨૭ વિદ્યાસિદ્ધ, ૨૮ નભચારી, ૨૯ તપ્તલેશ્યા, ૩૦ શીત લેશ્યા, ૩૧ તેજો લેશ્યા, ૩૨ દૃષ્ટિવિષ, ૩૩ આશીવિષ, ૩૪ વાગવિષ, ૩૫ ચારણો, ૩૬ મોટા સ્વપ્નો, ૩૭ તેજસ અગ્નિથી ઉત્પન્ન થનારા, ૩૮ વાદી, ૩૯ અષ્ટાગ નિમિત્તજ્ઞ, ૪૦ પ્રતિમાઓ વહન કરનારા, ૪૧ જિનકલ્પને ધારણ કરનાર, ૪૨ અણિમા વગેરે આઠ સિદ્ધિઓ વાળા, ૪૩-૪૫ ત્રણ પ્રકારના કેવલી ભગવાનો, ૪૬ ઉગ્ર તપસ્વી, ૪૭ દીપ્ત

તપસ્વી, ૪૮ ચૌદ પૂર્વના જાણકાર, ૪૯ દશ પૂર્વના જાણકાર અને ૫૦ અગિયાર અંગને જાણનારા.—૨–૭

મહારાજપણું, શ્રેષ્ઠીપણું, ત્રણ પ્રકારનું ચક્રવર્તીપણું, અને બલ—આ ૭ લબ્ધિઓ કર્મથી ઉત્પન્ન થાય છે. ધ્યાનથી નથી થતી. ૮

એક એક લબ્ધિને ધારણ કરનારા ૨૦ વિદ્યાઓની સિદ્ધિ પ્રાપ્ત કરે છે. આ પ્રકારે હજારો વિદ્યાઓ પચાશ લબ્ધિઓમાં આવી જાય છે. ૯

આદ્યપીઠમાં બાહુબલીની આગળ બ્રાહ્મી અધ્યક્ષ છે. શ્રી ઋષભદેવ ભગવાને આ પીઠની અધિષ્ઠાત્રી બ્રાહ્મી કહી છે. ૧૦

તથા હજારો મંત્રો આ મંત્રરાજની અંદર આવી જાય છે. વિદ્યા અને સાધના પૂર્વકનો આ મંત્ર પાઠોથી સિદ્ધ છે. આ લક્ષણ અહીં પ્રાપ્ત થતાં સ્તુતિ પદોનું એકત્વ અને એમનો કાર્ય કરનારો ક્રમ વિધિ તેમજ પ્રણવ અને નમઃપૂર્વક બધી લબ્ધિઓ ઇષ્ટ ફળ આપનારી છે. ૧૨

શ્રી અંચલગચ્છના નાયક શ્રી મેરુતુંગસૂરિએ અનેક શ્રેષ્ઠ સૂરિઓના મુખ્ય મંત્રોમાં ઉપયોગી એવા ગ્રંથોને જોઈને ગચ્છના ઉપયોગ માટે પોતે તેનો સારોદ્ધાર બનાવ્યો છે. આ ગ્રંથના ૫૫૮ શ્લોકો નિશ્ચિત થએલા છે. ૧–૨

આ પ્રકારે વિધિપક્ષના મુખ્ય નામવાળો શ્રી અંચલગચ્છ તેના નાયક શ્રી મેરુ-તુંગસુરિએ લખેલો શ્રી અંચલગચ્છ માટેનો શ્રીસૂરિમુખ્યમંત્રકલ્પ [illegible]

# શ્રી વાદીદેવસૂરિ ગચ્છીય મુનિવિરચિત

# દુર્ગપદ વિવરણનો અનુવાદ

આ સૂરિમત્ર કલ્પનું દુર્ગપદ વિવરણ–કઠણ પદોનુ વિવેચન કહેવાય છે —

ગુરુ વચનથી એવું એકે પદ નથી સાભળ્યુ અને અનેક વચન વિસ્તારમા નથી જોયુ પરતુ ઉપદેશથી પ્રાપ્ત થયેલુ જે છે તેનુ વિવરણ હુ પ્રગટ કરુ છુ ૧

ગીતાર્થ એવા સમસ્ત સૂરિઓને વદન કરીને પદોથી વિજ્ઞાપન કરુ છુ કે, હે સૂરિવરો ! તમે મને સાભળો ૨

તમારા હૃદયમા મારા વચનોની જે યુક્તિ ચિત્તમા ઘટે તેનુ આચરણ કરજો આનો મિચ્છામિ દુક્કડ ન દેશો

ચારે પીઠનો સ્વામી મેરુ સ્વરૂપ મહા મત્રરાજ છે એવો પૂર્વ પુરુષોનો નિર્ણય છે

પીઠોના નામો—પહેલી વિદ્યાપીઠ, બીજી મહા વિદ્યાપીઠ, ત્રીજી ઉપ વિદ્યાપીઠ અને ચોથી મન્ત્રપીઠ "પીઠ શું છે?" 'ધ્યાન કરવા યોગ્ય રૂપોનો સમૂહ" તે આ પ્રકારે છે —જિન, અવધિજિન, પરમાવધિ જિન, અનન્તાવધિ જિન વગરે नमो जिणाण ઇ યાદિ પદ સ્વરૂપ જે ૩૨ ૧૮, ૧૨, ૧૩ અને ૨૪ સખ્યા પ્રમાણરૂપ पसिज्झउ स्वाहा એ પદ જેની અતે છે એવી આદ્યપી૦ છે ભવ્ય પ્રાણીઓને ઉપકારી એવી આઠ વિદ્યાઓથી ગર્ભિત આ પીઠ છે તે વિદ્યાઓ આ પ્રકારે છે—૧ સરસ્વતી, ૨ રોગાપહારિણી, ૩ વિષાપહારિણી, ૪ બધમોક્ષિણી, ૫ આરાધક શ્રી સપાદિની, ૭ દોષનિર્નાશિની, ૮ અશિવોપશમની જે જે વિદ્યાનો હુ પ્રયોગ કરુ તે તે મને ભવ્ય પ્રાણીઓના આરાધન વિષયમા સિદ્ધ થાઓ, એવો ભાવાર્થ છે 'વિદ્યા' એ પદમા જાતિમા એક વચન થાય છે એ ન્યાયે અહીં એક વચન આપ્યું છે આ વિદ્યાઓનો પદ વિભાગ કહેવાય છે પ્રણવ ૐ અને नमो થી યુક્ત બધા પદો ઇષ્ટ કાર્ય ઉપજાવે છે પ્રણવ વિના (ઇષ્ટ કાર્ય) ન ઉપજે नमो એ પદ મોક્ષ બીજ છે અને ધ્યાન નિર્બીજ હોય છે

चउदसपुव्वीण पयानुसारीण एगारसगीण उज्जुमइण विउलमईण एएसिं ઇત્યાદિથી લઇને मारस्सय मे पसिज्झउ स्वाहा સુધી એ રીતે બધા ઇષ્ટ કાર્યોનુ ઉચ્ચારણ કરવું ૧

✓ आमोसहिलद्धीण विप्पोसहिलद्धीण खेलोसहिल्द्धीण जल्लोसहिल्द्धीण ઇત્યાદિથી ભવ્ય પ્રાણીઓને કુષ્ટ રોગ ઉત્પન્ન થતા આ વિદ્યાવડે શરીરનો સ્પર્શ કરવો તાબૂલ–પાન અને કલાપાનીય–ચૂનો મત્રીને આપવો આ વિદ્યાને ચન્દનવડે આલેખી સુગધિ દ્રવ્યોથી પૂજા કરી, કાસાના પાત્રમા દૂધ વડે પ્રક્ષાલન કરીને પીવડાવવામા આવે છે આ અક્ષરો

આરાધન કરનાર મનુષ્ય ઉપર દૂધ અથવા અમૃત વરસાવે છે. આ ધ્યાન મોટો રોગ હોય તો જ કરવું. બીજે ન કરવું. તે રોગનો નાશ કરનાર છે. ૨

आसीविसलद्धीणं खीरासवलद्धीणं महुयासवलद्धीणं अमियासवलद्धीणं ઈત્યાદિ વિદ્યા વિષાપહારી છે. આ વિદ્યાવડે શરીરનો સ્પર્શ વગેરે પૂર્વની માફક અને ધ્યાન પૂર્વની માફક જ કરવું ૩

जिन-अवधि-परमावधि-अनन्तावधि केवलित्रयम् આ પદો બંધમોક્ષણી વિદ્યા વાય છે. અહીં પૂર્વ રીતે જ ધ્યાન અને શરીર સ્પર્શાદિ કરવાં. આ પદોને ચંદનવડે બીને તેના નીચેના ભાગમાં બંધાયેલા પુરુષનું નામ આલેખી હમેશાં પૂજા અને કરવું. મોટા મનુષ્યના બંધનને છોડવવામાં આનો ઉપયોગ કરવો; બીજે નહિ. ૪

वीयबुद्धीणं कुट्ठबुद्धीणं संभिन्नसोयाणं अक्खीणमहाणसलद्धीणं सव्वलद्धीणं આ લક્ષ્મીનું સંપાદન કરવામાં શ્રી સંપાદિની વિદ્યા કહેવાય છે. ધ્યાન તો પૂર્વરીતિએ કરવું. મોટા મનુષ્યને સારે સ્થાને રહેલી લક્ષ્મીનો લાભ થવામાં ઉપદ્રવ થતાં પ્રયોગ ક

उग्गतवचरणचारीणं दित्ततवाणं पडिमापडिवन्नाणं આ પદો પારકાની વિદ્યાનો કરવામાં પરવિદ્યા છેદિની કહેવાય છે. ધ્યાન તો વજ્રના પાંજરાની મધ્યમાં હું રીતે કરવું. ૬

चारणाणं जंघाविज्जा वेउव्विय इड्ढिपत्ताणं आगासगामीणं આ પદો દોષનો નાશક દોષનિર્નાશની વિદ્યા કહેવાય છે. તેને માટે ધ્યાન કરવું. આથી દેવતા અને અસુરોથી પ થવાય છે, અને સર્વવ્યાપી તેમજ બધી દિશામાં જનારો હું બનું છું. આનું ધ્યાન નાનો સરખો દોષ પણ પાસે નથી આવતો. મોટા મનુષ્યના મોટા દોષમાં જ આનો કરવો. ૭

मणपज्जवनाणीणं सीयलेसाणं आसीविसदिट्ठीविसचारणमहासमणभावणाणं निसग्गाणं આ પદો નમો યુક્ત વિશેષણ સહિત પ્રત્યેક પ્રાતિહાર્યોનાં છે. પ્રણવ- નમો યુક્ત ૩૨ સંખ્યાવાળાં સ્તુતિપદો અશિવોપશમિની વિદ્યા (અકલ્યાણકારક શાંત કરનારી વિદ્યા) કહેવાય છે. ચંદનના લેપવાળા કાંસાના પાત્રમાં આલેખાયેલ વસરણમાં ॐ अर्हं श्री युगादिनाथाय स्वाहा એ પ્રકારે મધ્યમાં લખવું. તેની નીચેના પીડિતનું નામ આલેખવું. તે પછી પૂર્વ બાજુએ विनीतायांराज्यं करोति એ લખવું દિશામાં पुत्राणां राज्यं ददाति, व्रतं गृह्णाति, इक्षुरसेन श्रेयांसः प्रीणयति એમ દક્ષિણ દિશામાં मौनी विहरति અને પશ્ચિમ દિશામાં उत्पन्न केवलो भव्यान् प्रबोधय લખવું. તે પછી સમગ્ર મંત્રનો હાથ વડે ૧૦૮ વાર જાપ કરવો. સુગંધિ દ્રવ્યો શ્વેત પુષ્પો વડે પૂજા કરવી. પૂર્વ દિશાએ भक्तामर સ્તોત્રથી સ્તુતિ કરવી. તે પ

વદન કરી શાતિપાઠ ભણી ચદન યુક્ત પાણીવડે ૧૦૮ કલશથી સ્નાન કરાવવુ આ સ્નાત્ર-સ્નાનના પાણીથી પીડિતનો અભિષેક કરવો જે મડળમા લખ્યુ હોય તેનુ ધ્યાન કરવું અથવા યુગાદિનાથના જન્મકલ્યાણકનુ ધ્યાન જે રીતે કલ્પમા કહ્યુ છે તે રીતે કરવું આ વિદ્યા વાદ, વિવાદ, રણ, રાજકુળ, રાજા, શત્રુ, હમેશનો ઉપદ્રવ, અઘટિતકાર્ય, મોગે રોગ, લાબા કાળના દોષથી પીડાતા અને બીજા વિપત્તિવાળા સ્થાનો વગેરેમા મોટા સમકિત-ધારી પુરુષો, ધર્મમા સ્થિર મનુષ્યો, ત્રણ રત્ન (દર્શન, જ્ઞાન, ચારિત્ર)નું આરાધન કરનારા, તેમજ પદસ્થ મહાપુરુષો માટે જ પ્રયોગમા લાવવી બીજાઓ માટે નહિ અથવા ચૈ शान्तरागरूचिमि થી લઇને ज्ञान यथा त्वयि સુધીના (ભક્તામર સ્તોત્રના) પદ્યોવાળા સ્તોત્ર નો હમેશા પાઠ કરવો આથી બધાના આત્માની હમેશા શાતિ થાય છે આ જ પુડરીકનો આદેશ અત્યત સ્પષ્ટ છે ગણધર વિદ્યાથી ગર્ભિત આ આઠ પદ્યોનો હમેશા પ્રાત કાળે પાઠ કરવો, બીજી વેળાયે નહિ આ કારણથી બધા કાર્યોની સિદ્ધ કરનારી આ વિદ્યા છે, એમ કલ્પમા કહ્યુ છે

આ પ્રકારે પ્રથમપીઠનુ વિવરણ છે.

બીજી પીઠ—પ્રણવ ૐ અને नमो થી યુક્ત બાહુબલીના વિશેષણો અને નવ પદથી યુક્ત सिद्धयता मम भगवती महती महाविद्या स्वाहा સુધી છે આ કારણે આ મહા વિદ્યાપીઠ બાહુબલીએ કહેલી છે તીર્થંકર નામકર્મ ઉત્પન્ન થતા દીક્ષા પછી આ વિદ્યા પ્રાપ્ત થવાનો સભવ હોય છે, પ્રથમ ચાર પ્રકારના જ્ઞાન અને નવ પ્રકારે બાહુબલીરૂપ તીર્થંકર—તે નવ પ્રકારો આ પ્રમાણે છે —પ્રજ્ઞાશ્રમણપણુ મતિજ્ઞાનરૂપ છે મહાપ્રજ્ઞાશ્રમણપણું સમગ્ર પ્રકારના શ્રુતજ્ઞાનરૂપ છે શતબલવીર્યપણું અને મહાબલપણું અવધિજ્ઞાન રૂપ છે યોદ્ધાના સરખુ પરાક્રમપણુ હજાર મલ્લપણું, અનેક હાથપણું મહાગલ અને પરાક્રમપણુ મન પર્યાય-જ્ઞાન રૂપ છે

તે પછી પ્રણવ-ૐ યુકત ચાર વર્ગના છ પદો ગુરુથી જાણવા એ પ્રકારે (૪+૬)= ૧૦ થયા તે પછી પાચ મહુ મહુરેશી લઇને स्वाहा પર્યંત (મત્ર) કેવલજ્ઞાન રૂપ છે આ પ્રકારે મહાપીઠ છે આ મહાવિદ્યા કહેવાય છે આની મધ્યમા આદેશ વિદ્યા जया विजया अपराजिता થી લઇને महापन्न (ण्ह) समणस्स સુધીની આદેશ વિદ્યા કહેવાય છે शतबलत्वथी લઇને છ વિશેષણ પદોથી યુકત महती महाविद्या स्वाहा સુધી જયા, વિજયા, અને અપરા-જિતામા આરાધકનો આદેશ થાય છે આદેશ વિદ્યાનો પ્રયોગ ભવ્ય અને ધર્મમા સ્થિર મનુષ્યો માટે થાય છે, બીજા માટે થતો નથી અથવા ઉન્નતિ પામેલા એવા તીર્થ, શ્રુત સાહિત્ય અને સઘના શત્રુઓને ભયકર આદેશ કરનારી ગાય છે સ્વદેશમા જય, પરદેશમા વિજય, તીર્થના શત્રુઓ વચ્ચે અપરાજિતપણું પ્રાપ્ત થાય છે મહાપીઠના સ્મરણ વડે

પહેલાં કહેલી સારસ્વત આદિની સાધનામાં જય, વિજય અને અપરાજિતપણું પ્રાપ્ત થાય છે. वग्गु થી લઈને मह मह्हुरे किपिसिहि आरिकालि स्वाहा એટલાં કેવલજ્ઞાનમય પદો છે. આ (વિદ્યા)ના સ્મરણ માત્ર વડે ત્રિભુવનમાં પણ અસ્ખલિત શાસનવાળો બને છે. નમોથી યુક્ત भगवतो बाहुबले ઇત્યાદિ વિશેષ નવ પદો वग्गु ઇત્યાદિથી લઈને પંદર किपिसिहि आरिकालि स्वाहा સુધી મહા વિદ્યાપીઠ કહેવાય છે.

આ પ્રકારે બીજીપીઠનું વિવરણ છે.

ત્રીજી ઉપવિદ્યા પીઠ—આ વિદ્યાથી એ જ થાય છે કે જ્યારે સારસ્વતથી આદેશ કરાએલું અને પ્રયોગમાં લાવેલું કાર્ય વિલંબે પણ સિદ્ધ થાય છે, ત્યારે તે કાર્યને વિચારી, સ્મરણ કરતાં જલ્દીથી સિદ્ધ થાય છે. શિષ્ય પરંપરા વડે જે કંઈ ગુરુઓની સિદ્ધિ હોય છે તે અલ્પ અને બહુત્વના ભાગ વિનાની બને છે. અને શાપ આપવો તથા કૃપાની શકિત પ્રાપ્ત થાય છે. તેથી ઉપવિદ્યા પીઠ કહ્યું છે. इरियाए થી લઈને महाकालि स्वाहा પર્યંત આ વિદ્યા છે. આનું વિવરણ આ પ્રકારે છે.

આ પ્રકારે ત્રીજીપીઠનું વિવરણ છે.

ચોથી મંત્રપીઠ—ત્રણ પીઠમાં જે કાર્ય અગાઉ કહ્યું છે તે બધું વિલંબ વિના અસ્ખલિત પણે આમાં પણ સિદ્ધ થાય છે. વળી સાધના વિધિવાળી વિદ્યા છે. અને મંત્ર સાધના વિનાનો હોય છે. (વિદ્યા સ્ત્રી દેવતા છે. તેથી ત્રણે પીઠમાં અધિષ્ઠાયિકા સરસ્વતી, ત્રિભુવનસ્વામિની અને શ્રી એમ દેવીઓ છે. અને મંત્રપીઠમાં ગણિપિટક અધિષ્ઠાયક છે. મંત્ર પુરુષ દેવતા છે માટે) આ એક પીઠ વડે પૂર્વની બધી પીઠો સધાય છે. વિદ્યાની સાધના તો કલ્પમાં જ કહેલી છે. તેથી મંત્રપીઠ ભગવાનના ૧૯ અતિશયો ૮ પ્રાતિહાર્ય સ્વરૂપ છે.

આ પ્રકારે ચોથી પીઠનું વિવરણ છે.

અનન્ત જ્ઞાન, અનન્ત દર્શન, અનન્ત વીર્ય અને અનન્ત આનંદમય ચાર પીઠો જ છે. હમેશાં ધ્યાન કરનારને (ઉપર્યુક્ત) ચાર અનન્તોની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી ચાર અનન્તોથી ગર્ભિત ચારે પીઠોનો સ્વામી બધા કર્મોનો ક્ષય કરનાર મોક્ષ રૂપ મંત્રરાજ પાંચ સંખ્યાના પદથી સહિત છે. છ સંખ્યા કે સાત સંખ્યા વાળો નથી. જે છ સંખ્યા કે સાત સંખ્યા વાળો જોવાય છે તે કેવી રીતે कि ની મધ્યમાં इ गि રૂપે સંભવે ? हि ની મધ્યમાં वि એ પ્રકારે નવમો પણ નથી. ગૌતમ વાચનામાં જે મંત્રરાજમાં અગિયાર પદો કહ્યાં છે તે ખોટાં છે. ग्रन्थन અને संदर्भ વગેરે અક્ષરો છે તે પણ મિથ્યા છે. આમ કેમ ? જ્યાં સુધી નવ ગુણસ્થાનોની પ્રાપ્તિ થાય ત્યાં સુધી કોટયંશ (તપવાળો) મંત્ર છે. તેથી નવ પદો સંભવે છે. ग्रन्थन આદિ પદો લૌકિક મિથ્યાત્વવાળા મંત્ર અને વ્યાકરણમાં યોગ્ય છે. તેથી બીજે સ્થળે નહિ.

કલ્પમા જે (પદો) કહ્યા છે તે શિષ્ય ઉપરના મોહના કારણે છે તેથી ઉન્મત્ત મા ણસના વચનની માફક શ્રદ્ધા કરવા લાયક નથી ત્યારે કોટચંશ મન્ત્ર કેવો છે ? કેવળ જ્ઞાનવડે અનન્ત દ્રવ્યો જે દેખાય છે તે કોટયશ અર્થાત્ કોટિ ભાગને આને ધ્યાનકરનાર જૂએ છે તેથી કોટયશ આ છે, અત્યારે એ સિદ્ધ થવા છતા બહુ પ્રમાદના કારણે (વસ્તુનો) ૧૦૮મો ભાગ જ માત્ર જૂએ છે અશો લેવાનુ કલ્પમા કહેલુ છે તેથી પીઠના ઉદ્ધારમા ૧૦૮ પદો સભવે છે, તેથી વધારે સભવી શકતા નથી ૧૦૮ પદની મધ્યે જેટલા તેટલા (પદો) બને ત્યારે પાચ પદો જ કેમ (કહ્યા)? જીવ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ છે બધા (જીવો)ની ગતિ (દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી અને મોક્ષ) પાચ છે ત્રણ રત્ન સ્વરૂપ જીવ મોક્ષ આપનારો છે અજ્ઞાન, કોપ વગેરે અઢાર દોષનો નાશ કરનાર પ્રત્યક્ષ સર્વજ્ઞ સ્વરૂપ મન્ત્રનાજ છે એ પ્રકારનુ વર્ણન છે તેથી પાચ પદો જ સભવે છે બાકીના મન્ત્રની શુદ્ધિ કલ્પમા કહ્યા પ્રકારે જ શુદ્ધ બને છે અરિહત તત્ત્વમા સોળ અશો છે તે કયા છે? સારા કર્મરૂપ તીર્થંકરનામ લક્ષણ રૂપ તેના અશો છે તેનાથી બનાવેલ અથવા તે સ્વરૂપ મન્ત્રરાજના પદો છે, બાકીના પદો વીતરાગને આશ્રિત છે જ્યા સુધી કોટયશ છે ત્યા સુધી અણિમા આદિ મોટી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે મન્ત્રરાજના ધ્યાનનું ફળ ઐહિક (આ લોક સબધી) છે

પૂજાકાળે પ્રસ્થાન કરવુ 'તે પ્રસ્થાન શુ છે?" "ધ્યેયની સ્થાપના અને ધ્યેયની શ્રેણિ" એવો તેનો અર્થ છે પ્રસ્થાન પાચ પ્રકારે વિવિધ સ્વરૂપવાળા છે ધ્યેય પદોનો વિભાગ કરવાથી પ્રસ્થાનોના આલેખનમા મન્ત્રરાજ છ ૫૦ વાળો અથવા સાત પદ વાળો બને છે મન્ત્રરાજની અપેક્ષાએ બાકીના બધા ફૂટકો છે મન્ત્રરાજ તો છ ખૂણે પાચ જ ધ્યેયવાળો છે તે અપેક્ષાએ મન્ત્રપીઠ, ઉપવિદ્યાપીઠ કહેવાય છે, અને વિદ્યાદેવતા પણ આ પ્રકારે છે किपि सिहि आरि कालि પદ પૂર્વક ઉપવિદ્યાનુ કાર્ય જ્યારે મહાવિદ્યાનું કાર્ય બને છે ત્યારે એક (ઉપવિદ્યા)ની પ્રાતે સ્વાહા આવે છે અને બીજી (મહાવિદ્યા)ના પ્રારભમા પ્રણવનુ ઉચ્ચારણ કરવામા આવે છે શ્રી પ્રભવસ્વામીથી આરભ કરીને વજસ્વામી પર્યંત ચાર જ્ઞાન કોટચશ કહેવાય છે, તે પછી વ્યુચ્છે૦ થયો છે અત્યારે ૧૦૮ અશથી આગળ કોઈ જોઇ શકતું નથી તેની જ સાધનામા અત્યન્ત નૈષ્ઠિકપણે શ્રીઋષભદેવ, શ્રીચદ્રપ્રભ અને શ્રીવર્ધમાનસ્વામીના કલ્યાણક સ્થળોમા સાધનાનો આરભ કરવો શા કારણે? કેમકે શ્રીઋષભદેવથી લઈને ચંદ્રપ્રભસ્વામી સુધી પુડરીકોની એકરૂપ સ્થાપનાથાય છે તે પછી શ્રીચદ્રપ્રભસ્વામીથી લઇને મહાવીરસ્વામી સુધી ભિન્ન ભિન્ન રૂપવાળી મહાવીરસ્વામી ની સ્થાપના છે તે ૬૨ શ્લોકાત્મક છે તેથી એમ જે કહ્યુ છે કે દુપ્રસહસૂરિ મન્ત્રરાજના ત્રણ પદો કહેશે, તે પણ ખોટુ છે, તે (પદો) પણ પાચ છે નહિતર ધ્રુવાશો બની શકતા

નથી. તો શા કારણે આવી સ્ફુરણાનો વિચ્છેદ થયો ? (એનું કારણ) અજ્ઞાન, વિક્રિયા થવાનાં સાધનો, અવલેપ, જિનવચનનો અપલાપ અને સદ્‌ગુરુના આચરણનો વિરોધ છે. તેથી અજ્ઞાન, વિક્રિયાનાં સાધનો, અવલેપ, અને અનિષ્ટનું આચરણ છોડીને ત્રણ પ્રકારની (મન, વચન અને કાયાની) શુદ્ધિ વડે પ્રણવ-ॐ ह्रीं અને अर्हं સુક્ત અને મંત્રરાજનાં પાંચ પદો સાથે चतुष्पीठस्वामिने नमः ત્યાંસુધી આગળ કરીને (મુખ્યરૂપે) ત્રણ લાખ વાર જાપ કરવો. એથી ત્રીજે ભવે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

હવે મંત્રરાજના ધ્યાનનું ફળ કહે છે:—આ પુંડરીકનો આદેશ અપ્રગટ છે. ઇચ્છિત ગુરુઓના મુખથી એ પ્રગટ થાય છે. આની બે સ્થાપના છે. પ્રથમ સ્થાપના શ્રીઆદિનાથ ભગવાનથી જાણેલ હજારો વિદ્યા સહિત છે. અને બીજી સ્થાપના હજારો મંત્રોથી ગર્ભિત છે. જે કોઈ મોટા નૈષ્ઠિક સૂરિને મેરુ સ્વરૂપ મંત્રરાજ સિદ્ધ થાય છે. તેથી ચતુર્થ પીઠનો સ્વામી મંત્ર स्वाहा સુધીનો છે. પ્રથમ દિશા માત્ર જ વિદ્યાની સ્થાપના કહેવાય છે. શ્રી આદિનાથ ભગવાને બ્રાહ્મીને પ્રત્યક્ષ અને લોકોત્તર મહાચારિત્ર શીલ સંબંધી હજારો વિદ્યાઓ બાહુબલી સ્વામીને પ્રગટ કરી અને જણાવી. તેથી પ્રથમ પીઠની અધિષ્ઠાત્રી બ્રાહ્મી છે. ત્યારે પ્રથમ પીઠમાં હજારો વિદ્યાઓની સ્થાપના કરી છે. યથાખ્યાત ચારિત્ર વડે પચાશ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે. અને પચાશ લબ્ધિવાળા ચારિત્રીઓને ધ્યાન વડે હજારો વિદ્યાઓ સિદ્ધ થાય છે. એક એક લબ્ધિવાળાને ધ્યાનમાં વીશ મંત્ર વિદ્યાઓ સિદ્ધ થાય છે.

પ્રણવ—ॐ અને नमो યુક્ત જિન, અવધિ જિન, પરમ અવધિ જિન, અનન્ત જિન, અનન્તાનન્ત જિન, સર્વાવધિ જિન, બીજબુદ્ધિ, કુષ્ઠબુદ્ધિ, પદાનુસારી, સંભિન્ન શ્રોતસ્, ક્ષીરલબ્ધિ, મધ્વાસવ, અમૃતાસવ, અક્ષીણમહાનસિલબ્ધિ, આમ્રૌષધિ, વિપ્રૌષધિ, ખેલૌષધિ, જલ્લૌષધિ, સર્વૌષધિ વેઉવ્વિયલબ્ધિ, સર્વલબ્ધિ, ઋજુમતિ, વિપુલમતિ, જંઘા વિદ્યા, પ્રશ્ન શ્રમણ વિદ્યા, સિદ્ધ, આકાશગામી, તપ્ત લેશ્યા, શીત લેશ્યા, તેજો લેશ્યા, વચન વિષ, આશી વિષ, દૃષ્ટિ વિષ, ચારણ, મહાસ્વપ્ન, તેજોગ્નિનિસર્ગ, વાદી, અષ્ટાંગનિમિત્ત, પ્રતિમા પ્રતિપન્ન, જિનકલ્પ પ્રતિપન્ત, અણિમાદિ સિદ્ધિ, શ્રામણ્ય, ભવસ્થ કેવલી, ઉગ્રતપ, દીપ્તતપ, ચતુર્દશપૂર્વી, દશપૂર્વી, અને અગિયાર અંગને ધારણ કરનાર.

વળી ચક્રી, કેશવ, પ્રતિવાસુદેવ, બલ, મહામંડલી, મહાશ્રેષ્ઠીઓને આ લબ્ધિઓ ધ્યાનમાર્ગે સિદ્ધ થાય છે.

ॐ ह्रं नमो जिणाणं ॐ जां जां ऐं क्लीं श्रीं क्ष्रुं सूँ ईँ ह्लाँ ह्लाँ ह्लः स्वाहा આ પ્રકારે સરસ્વતી વિદ્યા છે. આ રીતે જ બાકીનાં ચારે પદોમાં એક એક કૂટાક્ષર શ્રેણિના ક્રમે મૂકવો. તે આ પ્રમાણે:—

ટમ્લ્ર્વ્યૂઁ ઠમ્લ્ર્વ્યૂઁ ડમ્લ્ર્વ્યૂઁ ઢમ્લ્ર્વ્યૂઁ સ્મ્લ્ર્વ્યૂઁ ક્ષ્મ્લ્ર્વ્યૂઁ ચ્મ્લ્ર્વ્યૂઁ લ્મ્લ્ર્વ્યૂઁ ચ્મ્લ્ર્વ્યૂઁ દ્મ્લ્ર્વ્યૂઁ ટમ્લ્ર્વ્યૂઁ ન્મ્લ્ર્વ્યૂઁ ॥

બેમા કૂટાક્ષર નથી પ્રથમની માફક જ બધો પાઠ કરવો એ કારણથી વિદ્યાપીઠ છે આની અંતે બાહુબલીની સ્થાપના કરી પહેલા કહેલા સાત વિશેષ પદો મૂકવા જેનાથી હજારો વિદ્યા અને બધી લબ્ધિઓ પ્રાપ્ત કરનાર ભગવાનની તેમા સ્થાપના થાય આથી મહાવિદ્યા બને છે આના પ્રભાવથી બવાની સિદ્ધિ થાય છે તે પછી તીર્થંકરની દેશના જેના પાત્રીશ વચનના અતિશયોરૂપ વાણી હોય છે ઇરિયાએથી લઇને મહુમહુરે સુધી બાહુબલીએ કહેલા પદોની સ્થાપના છે અહીં પ્રથમ તીર્થંકર સ્વરૂપવાળા ૧૦૮ પદોની સ્થાપના કરવી આ કારણથી ચંદ્રસેન સિદ્ધ વાચકે ચોવીશ તીર્થંકરોનો વિદ્યા કલ્પ અલગ કર્યો છે તે પછી ગૌતમસ્વામીએ અહીં આઠ પદો મૂકયા છે એને જણાવનારુ સમણે ત્રિય મૌમણસે મહુમહુરે જિણવરે નમસામિ એ પ્રકારે શ્રી માનદેવસૂરિનુ આ સ્તવન છે

આ કારણથી બાહુબલીના કુમાર કાળમા ત્રિભુવનસ્વામિની દેવી ઉપાસિકા હતી ભગવાને ઉપર મોટુ સામાયિક (ચારિત્ર દીક્ષા) લેતા શ્રીદેવી ઉપાસિકા થઇ તેથી મહા વિદ્યાપીઠની અધિષ્ઠાત્રી બે દેવીઓ થઇ તે પછી તીર્થંકર અને ગણધરની લબ્ધિવાળી ઉપાસિકા તીર્થની ઉત્પત્તિ થતા એક અવતારમા જ તીર્થંકર નામ કર્મના અશત ઉદયથી મોટા પ્રભાવવાળી થતા પ્રથમની લબ્ધિઓને પ્રાપ્ત તથા અલ્પ અતિચારવાળુ ઉગ્ર તપ પાળનારી એવી તે દેવીઓની સ્થાપના કરવી મંત્રરાજપદની તે જ સંખ્યા થાય જે આની પૂર્વના વિવેચનમા કહી છે તે અરિહંત સ્વરૂપ છે તે પાચ પ્રકાર કે સાત પ્રકારની છે ઇકિ(પદ) ભવ પરાવર્તનરૂપ છે અથવા ભવસ્થ છે.

[ભિન્નભિન્ન ઉપર ટિપ્પણનો શ્લોક—શ્રીમંત્રરાજમા પ્રથમના બે પદો ભવરૂપ સુખને ઉત્પન્ન કરનારા છે ત્રીજા પદથી રાજ્ય વગેરે, ચોથા પદથી અતુલ દીક્ષાભાવરૂપ તથા પાચમા પદથી કેવળજ્ઞાન, છઠ્ઠા પદથી પૂજા કરાવનાર મહત્તાના ભાવરૂપ છે અને છેલ્લુ સાતમુ પદ શ્રી સંઘ ભગવાન્ રૂપ મહાઉદયને પ્રાપ્ત કરાવનારુ આ પદ છે]

ભવ પણ એકેન્દ્રિયાદિક ચિંતામણિ અને કલ્પદ્રુમ સ્વરૂપ છે, બીજાને પીડા કરાવનારા નહિ, વળી વિકલેન્દ્રિયપણું પણ નથી પ્રત્યેક ભવમા લોકોત્તર કે લોકનુ અત્યંત અદ્ભુત કારણપણ અને નિર્વાહકપણું પ્રાપ્ત થાય છે ગિરિ એ પદ રાજ્યાવસ્થારૂપ અને મનુષ્યમા સમૃદ્ધિ કરવાની શક્તિ રૂપ છે પિરિ એ પદ દીક્ષાવસ્થારૂપ છે અને સ્થાવર તેમજ જંગમ પ્રાણીઓની ખૂબ પ્રીતિ સંપાદન કરાવે છે સિરિ એ પદ કેવલરૂપ અને સર્વજ્ઞતારૂપ છે હિરિ એ પદ મોટી પૂજાના સંબંધવાળુ ત્રણ જગતમા જેની આજ્ઞા કોઈ ન લોપે એવુ છે આઇરિ એ પદ સંઘરૂપ અને મોક્ષરૂપ છે

આ પદસંખ્યાવાળી મંત્ર પીઠ છે.

અહીં દેવો અને ઇન્દ્રોની સ્થાપના કહેવાય છેઃ—इरि इरि किरि किरि ઈત્યાદિથી કલ્પેન્દ્રોની સ્થાપના કરવી. गिरि गिरि ઈત્યાદિથી ભવનપતિ દેવેન્દ્રોની સ્થાપના કરવી. पिरि पिरि ઈત્યાદિથી વ્યંતર દેવેન્દ્રોની સ્થાપના કરવી. सिरि सिरि ઈત્યાદિથી જ્યોતિષ દેવેન્દ્રોની સ્થાપના કરવી. हिरिहिरि ઈત્યાદિથી અમલસ્વાગી ગણિપિટક(યક્ષરાજ)નીસ્થાપના કરવી. आइरि ઇત્યાદિથી લોકાંતિક દેવોની સ્થાપના કરવી. કાળ અતિશય ક્રિયાની ઉત્પત્તિ સ્વરૂપ લક્ષણવાળો છે. તે જે તીર્થંકરોને છે, તેમનાં પાંચ કલ્યાણકો ૧૯ અતિશયો, ૮ પ્રાતિહાર્યોની ઉપાસના, સુવર્ણ વૃષ્ટિ અને સમવસરણની રચના વગેરે રૂપ (અતિશય) ક્રિયા રૂપે પ્રાપ્ત થાય છે. આદિ શબ્દથી ગણધર દેવોનો અભિષેક, અખંડિત શાસનપણું, વિલંબ વિના જ તીર્થની પ્રવૃત્તિ, અખંડિત પાંચ આચારનું પાલન, સંઘ લક્ષ્મીની પ્રાપ્તિ, ધર્મ મર્યાદા અને મિથ્યાત્વથી અપરાજિતપણું, ગુરુપણાની સંપત્તિ, ભક્તની વિપધિ પ્રાપ્તિ, દુષ્ટ રાજા કે દેવતાના ઉપસર્ગને ખાળવાપણું, વાદીઓનું નિરાકરણ, દુર્ભિક્ષરૂપ જંગલને ઓળંગવાપણું, સિદ્ધાંતના અર્થને જાણવા, શાપ તેમજ કૃપા કરવાની શક્તિ, મોટા તપનો નિર્વાહ, તીર્થનું શ્રવણ અને શિષ્યની સ્થાપના વગેરે પ્રાપ્ત થાય છે. આ બધું કલ્યાણ ક્રિયા વગેરે પૂર્વક કહેલા ઇંદ્રદેવોની આ વ્યવસ્થા છે. દેવીઓની સ્થાપના ઉપ-વિદ્યાપીઠમાં કરવી. આ (દેવીઓ)નું કામ ઇંદ્રદેવતાની સમાન છે. તેમનાં નામ અને વિશેષતા આ પ્રકારે છેઃ—इरिकिरिથી ચક્રેશ્વરીની સ્થાપના, गिरिથી દિક્કુમારીઓની, पिरि ઇત્યાદિથી જે તીર્થ છે તે દેવીનું છે. सिरि हिरि ઈત્યાદિથી નંદા, ભદ્રા, જયા, વિજયા, અપરાજિતા અને ચોવીશ દેવીઓ ગૌરી, ગાંધારી, રોહિણી, પ્રજ્ઞપ્તિ વગેરે સર્વની સ્થાપના કરવી. आइरि ઈત્યાદિથી આત્મદેવીની સ્થાપના કરવી. कालि कालि ઈત્યાદિથી તીર્થંકર અને ગણધરોના મોક્ષ પામ્યા પછી શંકા ઉત્પન્ન થતાં સંઘના અખંડિતપણા સ્વરૂપ કાળ જેને છે તે. कालि ઈત્યાદિથી જ્ઞાનના અભાવમાં મોટા સાધુ અને શ્રાવકને પરલોક ગતિની પ્રાપ્તિ થાય તે.

તે પછી ઉપવિદ્યા इरियाए ઈત્યાદિમાં आए અર્થાત્ ઉત્તરકાળમાં તીર્થ અન્તરાલમાં ત્રણ રત્નોની પ્રાપ્તિસ્વરૂપ તથા તીર્થના અંતરાલકાળમાં લબ્ધિવાળા સૂરિઓની તીર્થંકર રૂપે સ્થાપના. અરિહંતો ત્રણ પ્રકારે છે. અરિહંત પણાની સંભાવના હોય ત્યારે તેની સ્થાપનામાં જેમ રાજ્ય અને દીક્ષા અવસ્થામાં યુગાદિનાથને મરીચિએ તથા શ્રેયાંસકુમારે વાંદ્યા. किरि થી બધાં દ્રવ્યોની સ્થાપના કરવી. गिरि થી બધા ગુણોની સ્થાપના કરવી. पिरि થી પર્યાયોની સ્થાપના કરવી. सिरि થી એ બધાની ઉત્પત્તિની સ્થાપના, हिरि થી એ બધાની ધ્રુવ પણાની સ્થાપના અને आयरि થી એ બધાના નાશની સ્થાપના કરવી. પૂર્વ કર્મને

કરાવનારા દેવ-દેવીઓની ફરી ફરીને ઉત્પત્તિનુ અખડિતપણુ તેની સ્થાપના કરવી અહીં સ્તવન જ્ઞાપક છે —

किरियाए हिरियाए એ મત્રાક્ષરો વડે અસગ, ત્રણે કાળ વિરત, શુભ સાધક, તથા મુક્તિના સાધક એવા સાધુઓને હુ નમસ્કાર કરુ છુ

અહીં પણ વિશેષપણે કલ્યાણ ક્રિયાની કરનારી, અલ્પસસારી (સસારમા થોડા અવતારો પછી મોક્ષે જનારી), પૂર્વદેવીઓની સાથે સબધ ધરાવનારી એવી મહત્તરાઓ અને કેવળ સૂરિઓ તેમજ સાધુઓની ઉપાસક દેવીઓની સ્થાપના કરવી તેમા ह्रिरि વગેરેથી શાતિદેવીઓની, किरि વગેરેથી અભયાદેવીઓની, गिरि વગેરેથી નિર્વૃતિદેવીઓની, पिरि વગેરેથી શાતિદેવીઓની, सिरि हिरि વગેરેથી વિદ્યા, હ્રી દાક્ષિણ્ય, ધ્રુતિ સતોષ, કીર્તિ, બુદ્ધિ, લક્ષ્મી, જમ્ભિની અને મોહિની દેવીઓની, आयरि વગેરેથી બલાદેવીઓની સ્થાપના કરવી તીર્થોના અન્તરાલ કાળમા સૂરિ અને સાધુઓને કાયોત્સર્ગ કરતા પોતપોતાનુ કામ કરે છે, તેથી નદિ આદિમાથી એકનો પણ કાયોત્સર્ગ કરતા બધાને થાય (એમ જાણવુ) આ દેવીઓનુ કાર્ય ક્રમશ ચૈત્ય મદિર, શ્રુત સાહિત્ય, તપ અને સઘનુ મહત્ત્વ સ્થાપન કરવાનુ દુષ્ટ (મિથ્યાત્વી) દેવીઓને દૂર કરવાનુ, પર્વત અને નગરોમા મદિરો સ્થાપન કરવાનુ, તેનુ રક્ષણ કરવાનુ, અષ્ટાડ્ગ નિમિત્તો (અગસ્ફુરણ, સ્વપ્ન, સ્વરવિજ્ઞાન, ભૂકપ, વ્યજન રેખાવિજ્ઞાન, ઉત્પાત, અને અતરિક્ષ વગેરે આઠ નિમિત્તો) ને પ્રકાશમા મૂકવાનુ બધા પ્રકારના રોગને નાશ કરવાનુ, શ્રી અને હ્રી દેવીઓના નામને સરખુ (મમ) કરવાનુ મિથ્યાત્વી દેવતાઓથી અધિકૃત મદિરો, સાહિત્ય, તપ અને સઘનો ઉદ્ધાર કરવાન છે જેમ (ઉજ્જૈનીના) મહાકાલ મદિરમા સિદ્ધસેન દિવાકરે કર્યું બોટિક સપ્રદાયવાળાઓએ લઈ લીધેલા રૈવત પર્વતની માફક ન્યાયમા બૌદ્ધ ધર્મકીર્તિએ અધિકૃત કરેલા (તત્ત્વજ્ઞાન)ને નયચક્રવાલ ગ્રન્થની માફક અનશનમા ઉપવાસ અને રાત્રિભોજનનુ અદર્શન, ચાર પ્રકારના શ્રીસઘને માટે શાકિની, અને નાના ઉપદ્રવોના નાશમા સબધિત જે પાખડીઓને દૂર કરવાનુ (કામ તે દેવીઓનુ છે) આ (દેવીઓ)ના મન્ત્રાક્ષરો ॐ ह्रीँ છે આથી વશ કરવા માટે ધ્યાન કરવા યોગ્ય ઉપવિદ્યાનું કલ્પમા કથન કરેલુ છે

આચાર્ય મત્રની સિદ્ધિ—મત્રરાજ ભગવાન અરિહતસ્વરૂપ છે "સૂરિમન્ત્ર શા માટે ભણાય છે?' એ કથન સાચુ છે પણ ગુરુ અને શિષ્યનો તેમજ ધર્મ અને ધર્મીનો અભેદ છે ગુરુરાજ અરિહત સ્વરૂપ છે અને તે અરિહત પ્રભુથી ઉપદેશાયેલા શિષ્યો ગણધરો છે અરિહત ભગવાનનુ ખરેખરુ સ્વરૂપ તો તેઓ જાણે છે, બીજા નથી જાણતા તેથી ચાર અનુયોગ (દ્રવ્યાનુયોગ વગેરે)ને જાણનારા તેઓ તીર્થંકરોની પ્રજ્ઞાની ઉત્પત્તિ, નાશ અને ધ્રુવપણાના સારા રક્ષણકર્તા બને છે અરિહતપણુ અને ગણધરપણું પણ આત્મસ્વરૂપ છે

તેથી તે બન્નેને તે બન્ને જાણે છે. આ કારણે સોળ ભાગે તીર્થંકરો છે અને તેર ભાગે ગણધરો છે. બન્નેનું આ અન્તર જે સોળ અને તેર ભાગવાળું છે તે સ્કન્ધસ્વરૂપ પુદ્ગલો છે અને તે તીર્થંકર નામ કર્મના સંબંધિત ઉદયથી અરિહંતપણું અને ગણધરપણું જે સર્વજ્ઞતા અને તેની સરખી સિદ્ધિવાળું છે, તે પ્રાપ્ત કરે છે. પરંતુ નિશ્ચયથી તો તેનો અરિહંતપણામાં અને ગણધરપણામાં જ વ્યવહાર કરાય છે, આ વ્યવહાર અરિહંત ભગવાનોથી પણ અત્યન્ત બળવાન છે. (કેમકે) ગણધરોથી કરાએલા વ્યવહારને પણ અરિહંતો બાધા કરી શકતા નથી. आइरि વગેરે સંઘરૂપ અને મોક્ષરૂપ અરિહંતપણું કહેલું છે, સંઘ આદિથી ગણધરો છે અને તેથી તે આચાર્યમંત્ર કહેવાય છે. તેથી અરિહંત ભગવાનની સિદ્ધિનું પહેલાં જ વ્યાખ્યાન કરાય છે અને તે પછી જ આચાર્યોની પરંપરાનું. આની ચાર વાચના છે, ૧ મહતી, ૨ બૃહતી, ૩ ઉક્તા અને ૪ ન્યાસી. ગણધરોના પ્રથમ તીર્થમાં સ્વયં સિદ્ધ થએલો જે મંત્ર તે મહતી કહેવાય છે, એ ઘણી સિદ્ધિવાળો છે. એમના પછી પાછળથી જે પૂર્ણ બને છે તે બૃહતી કહેવાય છે. ગૌતમીવિદ્યા ઉક્તા કહેવાય છે. ચૌદ પૂર્વધારીઓ સુધીનો કાળ અતિશયવાળો છે. તેમાં માનદેવનાં ત્રણ, ચાર કે પાંચ લબ્ધિપદો ન્યાસી વાચના કહેવાય છે. (આ પદોને) એક પદમાં મુકાય તે ન્યાસી વાચના છે. ચૌદ પૂર્વધારીઓના પૂર્વો પણ પદાનુસારિણીલબ્ધિ વિના પ્રાપ્ત થતાં નથી. આ રીતે પચાસ લબ્ધિઓ છે. જેમ જેમ અતિશયની હાનિ થાય તેમ તેમ પદોની પણ હાનિ થાય છે. એ માટે અહીં સ્તવન જ જણાવે છે કે—

"आयरिय मेरु પદોને પણ જે સાધે તે સૂરિઓને નમસ્કાર કરું છું." "તો પછી લબ્ધિવાળા સાધુઓનું ધ્યાન શા માટે કરવામાં આવે છે?" "પ્રથમ તેનું ધ્યાન કરતાં સારસ્વતાદિની પ્રાપ્તિ થાય છે. અરિહંતપણું અને ગણધરપણું યથાખ્યાત ચારિત્રથી પ્રાપ્ત થાય છે, ક્ષાયિક જ્ઞાન અને દર્શનથી પૂર્વભવમાં લબ્ધિઓ પ્રાપ્ત કરીને પછી અરિહંતપણું અને ગણધરપણું પ્રાપ્ત થાય તેથી જ સાધુઓ ધ્યાન કરવામાં યોગ્ય છે. તેઓને જ સિદ્ધ પણું પ્રાપ્ત થાય છે, અરિહંતપણું અને ગણધરપણું પ્રાપ્ત કરવાનાં સાધનોમાં તે અદ્વિતીય છે." અહીં સ્તવન જ જણાવે છે કે—

"અન્તપદો સહિત આ (લબ્ધિઓ)ની શ્રી માનદેવસૂરિએ સ્તવના કરી છે. તેથી જિનેશ્વર, સૂરિ અને સાધુઓ સ્તુતિ કરનારાઓને હમેશાં સિદ્ધિ સુખ આપો."

જે અવસ્થામાં જે ધ્યેયનું ધ્યાન કરાય છે, તેનું ફળ થાય છે–એવો સારાંશ છે.

હવે આત્મગુહ્ય—આત્મકથન કહે છે:—

પોતાના અને બીજાના ગચ્છમાં રહેનારા જે સૂરિઓ વર્તમાનમાં છે અને ભવિષ્યમાં થશે તેમને તેમના પતન અને ઉન્નતિ માટે આ કહું છું. ૧

હુ બધી સાવદ્ય (પાપકારી વસ્તુઓ) નો સેવનારો છુ એવા પ્રકારનો મારો ગુરુ નથી અને એવો મંત્રગુરુ પણ થયો નથી ખરેખર લિંગ–વેશ ઉપર જીવનારો ગુરુ નાશ પામ્યો છે ૨

હુ એવો (સાવદ્યસેવી) હોવા છતા ભગવાનના આગમમા જિજ્ઞાસુ બન્યો નામથી આચાર્યપદ પ્રાપ્ત કરીને કર્મના યોગથી કઇક જાણકાર પણ થયો ૩

ભવિષ્યમા બોધિ–સમ્યકત્વની પ્રાપ્તિ થશે એ હેતુથી શત્રુંજયને વિશે ગયો અને ત્યા દુ ખરૂપ કર્મોનો નાશ કરવા માટે આદિનાથ ભગવાનને વાદવાની મારી ઈચ્છા થઈ ૪

સિદ્ધિક્ષેત્રમા રહેતા અને જિનેશ્વરોમા શ્રેષ્ઠ આદિનાથનુ ધ્યાન કરતા મન્ત્રના સ્વરૂપને જાણવાની ઇચ્છા વાળો થયો અને તેથી મેં ઉપવાસ કર્યા ૫

પાચમે દિવસે મને ચોવીશ અક્ષરોની પ્રાપ્તિ થઈ, તેમા તર્ક કરતા મને આ પ્ર માણે પ્રગટ થયુ ૬

તેમા પ્રશ્નાક્ષરોના પ્રમાણથી જ પ્રશ્નાક્ષરો થયા, તે બધા મેં કહ્યા છે પરતુ તત્ત્વથી તે હુ જાણુતો નથી ૭

મારા આ વાકયો ખોટા છે કે ખરા એમ નથી (એમ તર્ક ન કરવો ) પ્રાય દુ ખ અને માયા સ્વરૂપ (આ રાજ્ય)મા પ્રમાદશીલ મનુષ્યોનો હુ રાજા છુ ૮

આનુ સ્વરૂપ જાણીને તમને રુચે તે કરો મારુ દુષ્કૃત–પાપ મિથ્યા થાઓ અથવા કદી પણ આશાતના ન થાઓ ૯

જો અસત્ય હોય તો સિદ્ધો સમક્ષ કે ગીતાર્થો સમક્ષ હુ આવે ચના કરુ

**હવે સ્વાહા અને હોમના સ્મરણ માટે કહે છે —**

જે અક્ષ (પાશાસ્વરૂપ) ત્રણ મૂઠીઓ છે તે ત્રણ જગતના વ્યવહાર સ્વરૂપ છે કમકે સમગ્ર જગતનો વ્યવહાર મુષ્ટિ પ્રાય છે હોમકુડનો વિચાર કરવો એ જિનશાસનની જાગૃતિ છે હવન કરવાના દ્રવ્યો તે જ વામક્ષેપ છે પ્રથમ જાપ, અને હોમ કરવો હમેશા સાધના કરવી એવો એનો આશય છે બાર કૂટા ક્ષરોની સ્થાપના બાર આરાઓના કાળચક્રરૂપ છે, કેમકે કાળ અક્ષર સ્વરૂપ છે ૬૦ અક્ષર પ્રમાણ પલ હોય છે અને ૬૦ પલ પ્રમાણ કળા છે કૂટાક્ષરો ધ્યાનમા લેવાતા નથી પરતુ પૂજામા સ્થાપન કરાય છે તેથી માનદેવસૂરિજી કહેલા બાર પદો સ્તુતિમા જ મત્રાક્ષર સ્વરૂપ છે મત્રપીઠોના મત્રાક્ષરો કલ્પમા કહેલા છે પચ ભૂત (પૃથ્વી અપ્, તેજ, વાયુ અને આકાશ) સ્વરૂપ ક્ષિપ ૐ સ્વાહા થી આત્મરક્ષા થાય છે પાચ શૂન્ય સ્વરૂપ હૈં હ્રીં હૂં હ્રૌં હઃ એ મન્ત્રાક્ષરો છે એનુ છે તુ તત્ત્વ ગુરુથી નથી જણાયુ પણ પોતાના જ્ઞાનથી મેં જાણ્યુ છે કૂટાક્ષરોનુ જ્ઞાન સદગુરુથી જાણ્યુ છે બાકીનુ ઉપદેશથી જાણ્યુ છે

પહેલાં આનું ૩૦૦ શ્લોકાત્મક પ્રમાણ હતું. એની ગૌતમસ્વામીએ ૩૨ શ્લોક પ્રમાણની સ્થાપના કરી. આ ૧૦૮ વિદ્યાઓથી યુક્ત છે. અત્યારે આઠ વિદ્યાવાળો છે. વિદ્યાપીઠ-વિદ્યાં, ઉપવિદ્યા, મન્ત્રપીઠ, મન્ત્રરાજ કહેવાય છે. તેમની વ્યવહાર માત્રથી સ્થાપના કરી છે; તત્ત્વથી નહિ.

ગૌતમસ્વામીના આ મંત્રનું મનુષ્યો સારી રીતે આરાધન કરે તો ચિંતામણિની માફક તરત જ ઇચ્છિત વસ્તુઓની સિદ્ધિ કરાવે છે. ૧

દરિદ્રતા રૂપ મૂળિયાનો નાશ કરનાર, વિઘ્ન સમૂહનો નાશ કરનાર અને સમગ્ર વિશ્વની લક્ષ્મી આપનારા આ મંત્રરાજને નમસ્કાર થાઓ. ૨

આ લોકમાં જે મહાસિદ્ધિઓ છે અને પરલોકમાં માનવામાં છે તે બધી આ મંત્ર-રાજના સ્તવનનું સ્મરણ કરતાં સ્ફૂટ પણે પ્રાપ્ત થાય છે. ૩

જે જિનેશ્વરો ભૂતકાળમાં થઈ ગયા, ભવિષ્યકાળમાં થશે અને અત્યારે વર્તમાન છે, તે બધા મંત્રરાજના સ્તવનનું સ્મરણ કરતાં હમેશાં મેં વાંદ્યા છે. ૪

પ્રથમ ગૌતમસ્વામીએ કહેલો હોવાથી ગૌતમ મંત્ર કહેવાય છે. અને આ તીર્થમાં સુધર્માસ્વામીની સ્થાપના થતાં તે અત્યારે સુધર્મા (મંત્ર) કહેવાય છે. ૫

હે નાથ! તમે જ્યાં સુધી છો ત્યાં સુધી તીર્થંકરોનાં આગમો છે, ત્યાં સુધી ભેદવાળું જ્ઞાન છે અને ત્યાં સુધી જ તીર્થની પ્રવર્ત્તના છે.૬

તમે સમગ્ર દેવ સ્વરૂપ છો, અને સમગ્ર પુરુષોત્તમ સ્વરૂપ છો, જ્યાં સુધી હે મંત્ર-રાજ ભગવાન તમારી પ્રભુતા છે ત્યાં સુધી તમારું ત્રણલોકનું સ્વામીપણું છે. ૭

ખરેખર તમે જ તીર્થંકર છો, તમે જ ગણધર પણ છો અને આ ભવમાં વર્તમાન હોવાથી પુણ્યને આપનાર તમે જ સ્વર્ગ અને મોક્ષ છો. ૮

આ સિદ્ધાષ્ટકમાંનાં બે શ્લોકો ગુરુએ આપેલા છે. અને બાકીના છ શ્લોકો આ-દેશથી પ્રાપ્ત થયા છે. શંખેશ્વરપ્રભુ શ્રીપાર્શ્વનાથ ભગવાનના આદેશથી કંઈક જાણ્યું છે અને બીજું બધું પુંડરીક પ્રભુના આદેશથી જાણ્યું છે. ગુરુએ જે આપ્યું તે જ તેનું પ્રમાણ છે. પોતાના જ્ઞાનને માટે આ કહેલું છે.

**અહીં આ પછી ગણધર કોઠાનો મંત્ર કહે છે:—**

આ મંત્ર બીજી પ્રતિઓમાં નાના પત્રોમાં કહેવાય છે. આની ભાષાના ભેદો ચાર છે:–૧ વૈખરી, ૨ મધ્યમા, ૩ પશ્યંતી અને ૪ પરા. ૧ સ્પષ્ટ ઉચ્ચારણ ને વૈખરી કહેવાય છે. ૨ બધા વર્ણોના સ્થાનને વ્યાપ્ત હોય તે મધ્યમા કહેવાય છે. ૩ અર્ધ દૃષ્ટિવાળી પશ્યં-તી હોય છે અને ૪ ધ્વનિને છોડીને બધા વર્ણોના સ્થાનને નહિ સ્પર્શતી પરા કહેવાય છે. આ રીતે ઉચ્ચારણ કરવું.

મંત્રની ચાર જાતિઓ છેઃ-૧ આણુવ, ૨ કાર્મજ, ૩ પ્રવર્ત્તક અને ૪ નિવર્ત્તક ૧ સારાં કર્મોનું બીજ જેમાં હોય તે આણુવ કહેવાય છે. ૨ સારાં કર્મોનો ઉદય થાય તે કર્મજ કહેવાય છે. ૩ સારાં કર્મોની પ્રવૃત્તિને પ્રવર્ત્તક કહે છે અને ૪ મોક્ષને નિવર્ત્તક કહેવાય છે. મંત્ર ચાર પ્રકારનો છે. જ્યાં સુધી કર્મક્ષયનો ઉપશમ હોય ત્યાં સુધી તેની સિદ્ધિ થાય છે. તેથી જ (કર્મક્ષયનો નાશ કરનાર હોવાથી) ચાર પીઠવાળા મન્ત્રરાજનું ધ્યાન કરવું.

આ બધું મેં આદેશથી કહેવુ છે. જો સત્ય હોય તો તે મને દુષ્કર્મના ક્ષય માટે અને ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે થાઓ. જો અસત્ય હોય તો મારુ દુષ્કૃત નાશ પામો. પણ પ્રાયશ્ચિત્ત કે અનન્ત સંસારી પણું ન થાઓ. દુર્લભ એવા બોધિબીજ માટે સરળ એવા મેં આ રચ્યુ છે. ઈહા-સમીહા-તર્ક-વિતર્ક વિના જ પુંડરીકના આદેશથી જે આની મધ્યે છે તે ઉત્પન્ન થયુ છે. ગીતાર્થો તેનો વિચાર કરો, પણ મારા ઉપર કોપ કરશો નહિ. શીલ, સંયમ અને ચારિત્ર રહિત હુ છું છતાં અંતઃકરણની શુદ્ધિથી મેં કહ્યુ છે. ભગવાને મારા ઉપર પ્રસાદ કેમ કર્યો તે હું જાણુતો નથી તેમ જણાતું યે નથી. પાંચ ઉપવાસ પછી આ સત્યનો મને આદેશ કરાયો છે. જૈન ધર્મ વિજયવતો થાઓ.

દેવાચાર્યના ગચ્છમાં થએલા સૂરિના શિષ્યના નાના શિષ્યે
વિદ્યાકલ્પમાં આ દુર્ગપદનું વિવરણ રચ્યુ છે તે પૂર્ણ થયુ.

# શ્રીસૂરિમંત્રકલ્પ

શ્રેષ્ઠ એવા શ્રી સૂરિમંત્રમાં જે શ્રુતની વૃદ્ધિ કરનારા સિદ્ધો છે, તેમનાવચનનો સંગ્રહ, તેમના ચરણોમાં નમસ્કાર કરીને હું વર્ણવીશ. ૧

જિન, અવધિ જિન, પરમ અવધિ જિન, અનંત અવધિ જિન, અનંતાનંત અવધિ જિન, કેવલી, ભવસ્થ કેવલી, અભવસ્થ કેવલી. (૧) ઋજુમતિ, વિપુલમતિ, વૈક્રિયલબ્ધિ, સર્વલબ્ધિ, પ્રશ્નશ્રમણ, જંઘાચારણ મુનિ. (૨) વિદ્યાસિદ્ધ, આકાશગામી, આમર્શૌષધિ, વિપ્રુડૌષધિ, શ્લેષ્મૌષધિ, જલ્લૌષધિ, સર્વૌષધિ, આશીવિષ, અષ્ટાંગ નિમિત્તધારક, વચનવિષ, તપ્તલેશ્યાવાળા, અને શીત લેશ્યાવાળા, ચૌદપૂર્વી, દશપૂર્વી અગિયાર અંગ સૂત્રના ધારક, સંભિન્ન શ્રોતષ બાર અંગને ધારણ કરનાર. સર્વ સિદ્ધો અને ઉગ્ર તપ આચરનારા —આ પ્રકારે બત્રીશ સ્તુતિપદોની આદિમાં પ્રથમ પદથી લઈને ષષ્ઠી વિભકિતના બહુવચનવાળા નામોને ૐ હ્રીં નમઃ લગાડવું. ૬

## પ્રથમ વાચના પૂરી થઈ

બીજી વાચના—

ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ, અમૃતાશ્રવ, લબ્ધિવાળા પ્રત્યેક, તેમજ અક્ષીણ મહાનસી લબ્ધિવાળા, સંભિન્નશ્રોત, પદાનુસારી લબ્ધિવાળા, તથા બીજ બુદ્ધિવાળા, તે પછી કુષ્ઠ બુદ્ધિવાળા–બધા પદોની આદિમાં ૐ નમઃ લગાડવું .

जिन ओहि थी લઈને वेउव्वियलद्धि સુધીના પદો તેમજ ચૌદપૂર્વી, દશ પૂર્વી, તપ મન અને અગિયાર અંગના ધારક—એ ચોવીશ પદો પ્રવરમંત્રમાં જાણવા. તે માયાવર્ણ (હ્રીં) વિનાનાં હમેશાં સૂરિએ કહેવાં.

## બીજી વાચના પૂરી થઈ.

ધ્યાન વિશેષ કહે છેઃ—

આ પરમમંત્રનું કર્મક્ષય નિમિત્તે શુક્લ ધ્યાનથી પરમેષ્ઠિ મુદ્રા વડે હમેશાં ત્રણે કાળ ધ્યાન કરવું. ૧

પરમેષ્ઠિ મુદ્રા વડે આ બધા મંત્રોનું શુક્લધ્યાનથી એક લાખ વાર ધ્યાન કરવું. વળી સૌભાગ્યમુદ્રા વડે પીળા ધ્યાનથી સૌભાગ્યને માટે मह महुरे સુધી ધ્યાન કરવું. આનો ૧૬૦૦૦નો જાપ કરવો. ईरियाणथी લઈને કેશુડા જેવા લાલ ધ્યાનથી પર્વતમુદ્રા વડે વશીકરણ માટે ધ્યાન કરવું. ઉપવિદ્યાનો ૧૨૦૦૦નો જાપ કરવો. છેલ્લો મંત્ર ચક્રમુદ્રા વડે શત્રુનો નાશ કરવા માટે કાળા ધ્યાનથી એક મહિના સુધી ગણવો. ૧૦૮ વાર હંમેશાં મંત્રરાજનું કર્મોના નિવારણ માટે ધ્યાન કરવું.

મંત્રની ચાર જાતિઓ છે:-૧ આણુવ, ૨ કાર્મજ, ૩ પ્રવર્ત્તક અને ૪ નિવર્ત્તક. ૧ સારાં કર્મોનું બીજ જેમાં હોય તે આણુવ કહેવાય છે. ૨ સારાં કર્મોનો ઉદય થાય તે કર્મજ કહેવાય છે. ૩ સારાં કર્મોની પ્રવૃત્તિને પ્રવર્ત્તક કહે છે અને ૪ મોક્ષને નિવર્ત્તક કહેવાય છે. મંત્ર ચાર પ્રકારનો છે. જ્યાં સુધી કર્મક્ષયનો ઉપશમ હોય ત્યાં સુધી તેની સિદ્ધિ થાય છે. તેથી જ (કર્મક્ષયનો નાશ કરનાર હોવાથી) ચાર પીઠવાળા મન્ત્રરાજનું ધ્યાન કરવું.

આ બધું મેં આદેશથી કહેલુ છે. જો સત્ય હોય તો તે મને દુષ્કર્મના ક્ષય માટે અને ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે થાઓ. જો અસત્ય હોય તો મારુ દુષ્કૃત નાશ પામો. પણ પ્રાયશ્ચિત્ત કે અનન્ત સસારી પણું ન થાઓ. દુર્લભ એવા બોધિબીજ માટે સરળ એવા મેં આ રચ્યુ છે. ઈહા-સમીહા-તર્ક-વિતર્ક વિના જ પુંડરીકના આદેશથી જે આની મધ્યે છે તે ઉત્પન્ન થયુ છે. ગીતાર્થો તેનો વિચાર કરો, પણ મારા ઉપર કોપ કરશો નહિ. શીલ, સંયમ અને ચારિત્ર રહિત હું છું છતા અંત:કરણની શુદ્ધિથી મેં કહ્યુ છે. ભગવાને મારા ઉપર પ્રસાદ કેમ કર્યો તે હુ જાણતો નથી તેમ જણાતું યે નથી. પાંચ ઉપવાસ પછી આ સત્યનો મને આદેશ કરાયો છે. જૈન ધર્મ વિજયવતો થાઓ.

દેવાચાર્યના ગચ્છમાં થએલા સૂરિના શિષ્યના નાના શિષ્યે
વિદ્યાકલ્પમાં આ દુર્ગપદનું વિવરણ રચ્યુ છે તે પૂર્ણ થયુ.

કરાવનારી છે. એમ સમજીને બધાં સ્તુતિપદોની શરૂઆતમાં અને વિદ્યા વિભાગના આરંભમાં ૩ૐ એ પ્રકારનો અક્ષર બધા લોક માટે અને પોતાના માટે શાંતિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, સ્ફૂર્તિ અને કલ્યાણ માટે બોલવામાં આવે છે. ह्रीं વશીકરણ માટે અને श्रीं જ્ઞાન માટે છે. એ બંને એક સાથે બોલવાં નહિ. આ પ્રકારે બીજવાળું ધ્યાન કહેવાય છે અને આ બધા વિનાનું જે નિર્બીજ ધ્યાન કરાય તે કેવળ મોક્ષ માટે બને છે.

ૐ नमो जिणाणंથી સ્નાનનું ચિંતન કરવું. ૐ नमो ओहि जिणाणंથી વિલેપનનું ચિંતન કરવું. परमोहि जिणाणंથી માળાનું ચિંતન કરવું. अणंतोहि जिणाणंથી મુગટનું ચિંતન કરવું. अणंताणंतोहि जिणाणंથી તિલકનું ચિંતન કરવું. केवलि–भवत्थकेवलीથી બે કુંડળનું ચિંતન કરવું. अभवत्थकेवलीથી ગળાનું ચિંતન કરવું. चउदसपुव्वीणं થી ખભાનું ચિંતન કરવું. एगारसंगीणंથી હારનું ચિંતન કરવું. ૐ नमो कुट्ठबुद्धीणं बीयबुद्धीणंથી બાજુબંધ મુદ્રાનું ધ્યાન કરવું. ૐ नमो उग्गतवचारीणंથી શ્વેત વસ્ત્રનું ધ્યાન કરવું. ૐ नमो गोयमस्स महादाणस्सથી લબ્ધિઓનું ધ્યાન કરવું. ૐ नमो सुहम्मसामिणोથી ગણ(ધરો)નું ધ્યાન કરવું. सव्वेसिं ए ए सिंથી સૌભાગ્યપ્રભાનું ધ્યાન કરવું અને ૐ नमो वाहुवलिस्सથી કેવલજ્ઞાનનું ધ્યાન કરવું.

ૐ वग्गु वग्गु महुरेથી પ્રથમ ગઢ, इरि कालि पिरि कालि એવાં ચાર પદોથી બીજો ગઢ, इरियाए વગેરે છ પદોથી ત્રીજો ગઢ (સમવસરણનો) ચિંતવવો. ૐ इरि इरि कालि किरि किरि पिरि पिरि सिरि सिरि, વળી हिरि हिरि તેમજ आयरिय એ વડે પ્રાતિહાર્યોનું સ્મરણ કરવું. किरि मेरुથી જિનેશ્વર ભગવાનના તેજથી શોભતા, સમગ્ર દોષોનો નાશ કરનારા તેમજ તેમનાં ત્રણ કલ્યાણકો–જન્મ, દીક્ષા અને જ્ઞાનનું ધ્યાન કરવું.

આ પ્રકારે ધ્યાન વિધિ પૂરી થઇ.

હવે સાધના વિધિ કહે છે—

જે દેશમાં પોતાના કે બીજાના સૈન્યનો ઉપદ્રવ ન થાય, જ્યાં રાજા કે ચક્રવર્તી સ્વયં રાજ્ય કરતો હોય, જ્યાં દુકાળ ન હોય, જ્યાં તીર્થ હોય અને જ્યાંની ભૂમિ મનોહર હોય, તે દેશમાં જઇને ગુરુની આજ્ઞા લઈ લક્ષ્મી અને દાક્ષિણ્ય પ્રમુખ ગુણવાળા મનુષ્યોથી વ્યાપ્ત પ્રદેશમાં રહીને બધી વિગઇઓનો ત્યાગ કરી હજાર પાંખડીવાળા કમળમાં ગૌતમસ્વામીનું આલેખન કરી ॐ क्रौं ह्रीं श्रीं એ શબ્દોથી તેમનું આવાહન કરી આત્મરક્ષા પૂર્વક એક લાખવાર હાથથી જાપ કરવો. મન, વચન અને કાયા એમ ત્રણ પ્રકારે વિશુદ્ધ બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને જિનેશ્વર ભગવાનના વંદન સિવાયનો બીજો કોઈ પાઠ કે કાર્ય ન કરવું. વર્દ્ધમાન ભગવાનના જન્મ કે જ્ઞાન કલ્યાણક દિવસે અથવા ચંદ્રપ્રભ સ્વામી કે ઋષભદેવના જન્મ કે જ્ઞાન કલ્યાણક દિવસે (ધ્યાન કરવું) બીજાના નહિ. ઊંચી જાતના ચોખાનું ભોજન, ઘેબરનું પકવાન્ન, ગાયનું દૂધ કે દ્રાક્ષનું પીણું કરાવવું. સવાર ને

આગલુ મન્ત્રનુ વિવરણ છે. હવે ધ્યાનવિધિ કહે છે—મેરુ શબ્દથી અરિહંતપણુ કહેવાય છે જેમ ચક્ર વડે ચક્રવર્તી અને રાજ્યથી રાજા કહેવાય તેમ અરિહતપણાવડે અરિહત કહેવાય અરિહતપણામા સોળ અશો હોય છે અશોની સ્થાપના આ પ્રકારે છે ⁙ તત્ત્વ–રહસ્ય તો કેવળી ભગવાનો જ જાણે

બધા ગણધરો તેર અશવાળા હોય છે તેથી તીર્થંકર ભગવાનને જ્ઞાનની ઉત્પત્તિ વેળાએ શ્રુતલબ્ધિ પ્રાપ્ત થાય છે ને ભવસ્થ અને કેવળીને સામાન્ય ભવ હોય છે અવધિ, પરમ અવધિ, અનતાનન અવધિ જિનો અગિયાર અશવાળા હોય છે ઋજુમતિ, વિપુલમતિ, ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ, અમૃતાશ્રવ, લબ્ધિવાળા બધા દશ અશવાળા હોય છે તેથી આ બધામા જિન શબ્દ પ્રવર્તે છે વાદી, મહાનિમિત્તી, વિદ્યાસિદ્ધ, તપસ્વી, ચૌદ પૂર્વધારી અને દશ પૂર્વધારીઓ બધા આઠ અશવાળા હોય છે તેથી આ બધામા ત્રણ કાળના વિષયનુ જ્ઞાન હોય છે આઠ અશવાળા સમારમાર્ગમા રહેનારા અને મોક્ષમાર્ગે જનારા કહેવાય છે અને સોળ અશવાળા, તેર અશવાળા, દશ અશવાળા તેમજ અગિયાર અશવાળા નિશ્ચયથી મોક્ષ માર્ગે જનારા હોય છે અરિહતપણું મોક્ષ વૃક્ષનુ બીજ રૂપ છે તેથી અરિહતો અકૂર કહેવાય છે બાકી બધા સાધક–પ્રસાધક જાણવા આ કારણથી મેરુરૂપ–અરિહતપણાના સ્વરૂપવાળા મન્ત્રરાજનુ સ્મરણ કરતા જિનેશ્વર પ્રભુની પ્રભા–તેજ ઉત્પન્ન થાય છે જિનેશ્વરોનો પરિવાર ગણધરો વગેરે છે દોષનિગ્રહ (આગળ કહેવાશે) એમા દોષ શબ્દથી અજ્ઞાન વગેરે અઢાર દોષો કહેવાય છે 'મેરુ' શબ્દની અનેક પ્રકારની વ્યાખ્યાઓ છે પણ અહીં તો દિશાસૂચન માત્ર કરી છે રહસ્ય તો તત્ત્વવિદ્ જાણે અર્હન્ એટલે સ્તુતિ કરવા યોગ્ય બધા ગુણોવાળા ભગવાન્ કહેવાય છે તેથી ભગવાનના સ્તુતિ પદો ઋદ્ધિસ્થાને કહેવાય છે ક્રિરિ ક્રિરિ સિરિ હિરિ આ બધા વિદ્યાદેવો વીતરાગ ભગવાનના ગુણોનો આશ્રય કરનારા છે નામની સરખામણીથી મન્ત્ર સ્વરૂપ આ દેવો અલગ અલગ કાયને કરનારા છે વગ્ગુ વગ્ગુ વગેરે પદર વિદ્યાપદો વીતરાગની સ્તુતિરૂપ છે એનો અર્થ વિદ્યાપ્રવાદ નામના ગ્રથથી જાણવો બધા પૂર્વો સસ્કૃત ભાષાથી જાણવા જ્યારે ઇચ્છિત કર્મમા ધ્યાન કરાય ત્યારે તે વિદ્યા કહેવાય છે પૂજા સમયમા પ્રસ્થાન કહેવાય છે અને મોક્ષ માટે પીઠ કહેવાય છે ચારે પીઠનો સ્વામી મેરુ સ્વરૂપ મહામન્ત્ર છે અને વિદ્યા વિભાગવાળા પદોનુ નામ છે

ધ્યાન આ રીતે કરવુ—રાગપણું સસારનુ મૂળ છે અને વીતરાગપણું મોક્ષનુ મૂળ છે જે રીતે રાગવાળી વસ્તુનું ધ્યાન કરવાથી સસાર પ્રાપ્ત થાય તે જ રીતે વીતરાગનુ ધ્યાન કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે જેમ વીતરાગ ત્રણ ભુવનના સ્વામી છે તેમ આ વીતરાગ વિદ્યા ત્રણ ભુવનને વશીકરણ વગેરે છ યે કર્મ કરાવનારી અને (અતે) મોક્ષ પ્રાપ્ત

સ્થાપના ૩, ૩, ૪, ૨, ૧, ૨, ૨, ૪, ૧, ૧, ૨, ૪–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૨૯ છે. વળી ત્રીજાની બાર સંખ્યામાં બાર પદની સ્થાપના ૭, ૫, ૬, ૫, ૬, ૩, ૪, ૫, ૪, ૪, ૪, ૪–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૫૭ થાય છે. ચોથાની બારની સંખ્યામાં બાર પદોની સ્થાપના ૪, ૪, ૭, ૬, ૬, ૬, ૬, ૪, ૪, ૪, ૪, ૬–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૬૧ થાય છે. એક પદમાં બે અક્ષરની સંખ્યા છે. એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૨૫૨ બસોને બાવન થાય છે. એની શ્લોક સંખ્યા પ્રમાણ ૭ શ્લોક અને ૨૮ અક્ષરો થાય છે. પ્રણવ વગેરે ૩ પદો અહીં વિશેષ વિદ્યાના ભાગ માટે છે. વળી આ વિદ્યા पसिज्झिज्जा અંત સુધીની બધા કાર્યની સાધક છે. पण्हसमणस्स સુધીની વિદ્યા સ્વપ્ન વિદ્યા કહેવાય છે. हिरियाए સુધીની વિદ્યા સૌભાગ્ય કરનારી વગ્ગુ વિદ્યા કહેવાય છે.

વળી ગૌતમસ્વામીને (આ મંત્રના) ૧૨૧ (?) અક્ષરો આપેલા હતા. તે પ્રથમ જ ભગવાનની આજ્ઞાથી શ્રી ગૌતમસ્વામીએ ૩૨ શ્લોક પ્રમાણ કર્યો. સમયના દોષથી તે ઓછો થયો ત્યારે દુઃપ્રસહસૂરિ અઢ્ઢ–ચાર (?) શ્લોક પ્રમાણનો કહેશે. આમાં સૌભાગ્ય-મુદ્રા, પરમેષ્ઠિ મુદ્રા, જ્ઞાન મુદ્રા, સુરભિ મુદ્રા, તેમજ અંજલિ મુદ્રા,–એમ પાંચ મુદ્રાઓનો ધ્યાનમાં ઉપયોગ થાય છે. આહ્વાનન, સ્થાપન, સંનિધાપન, સંનિરોધ અને અવગુંઠન એ પાંચ મુદ્રાઓ બધાં ધ્યેયની આદિમાં જોવામાં આવે છે.

આ પ્રકારે ત્રીજી વાચના પૂરી થઈ.

**હવે પ્રસ્થાન વિધિ કહે છે:—**

પહેલી વિદ્યાપીઠ. બીજી વિદ્યા, ત્રીજી ઉપવિદ્યા, ચોથો મંત્ર અને પાંચમો મંત્ર-રાજ. સ્તુતિ પદો તો ગમે તેટલાં હોય છે. પૂજાકાળમાં પૂજાને યોગ્ય બાર પદો, અઢાર પદો, ચોવીસ પદો તેમજ બત્રીશ પદો તો લખવાં. વિદ્યાપીઠ સોળ કોઠામાં લખાય છે. પ્રણવ સહિત બાર પદો पसिज्झउ स्वाहा સુધીનાં પ્રથમ પ્રસ્થાનમાં છે, તેની પ્રણવ અક્ષર સહિતની સંખ્યા ૧૪૬ છે. જ્યારે અઢાર પદ હોય ત્યારે ત્રીજા અને ચોથા કોઠામાં બે પદો, પાંચમા અને છઠ્ઠામાં બે પદો, નવમા અને દશમામાં બે પદો મુકાય છે. છેલ્લો સમગ્ર આલાપ અન્તિમ કોઠામાં મુકાય છે ત્યારે તેના અક્ષરોની સંખ્યા ૧૯૨ થાય છે. તેથી બીજા પ્રસ્થાનમાં પ્રણવ અને स्वाहा સહિત ૪૦ અક્ષરો અને વિભક્તિવાળાં પદો ગણવામાં આવે તો ૧૧ થાય છે. અક્ષરો ૩, ૪, ૫, ૬, ૫, ૩, ૧, ૪, ૨–એ પ્રકારે ગોળ આકારે પંક્તિમાં લખાય છે. ત્રીજા પ્રસ્થાનમાં અક્ષર પદોની સંખ્યા ૧૯ છે. પ્રત્યેક પદના અક્ષરોની સંખ્યા ૫, ૬, ૩, ૪, ૫, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૬–આ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૮૧ સોળ કોઠાઓમાં લખાય છે. તે પછી ચોથા પ્રસ્થાનમાં સાત પદો છે અને પ્રત્યેક પદના અક્ષરો ૭, ૬, ૬, ૬, ૬, ૬, ૮–પ્રણવ અને स्वाहा

સ્થાપના ૩, ૩, ૪, ૨, ૧, ૨, ૨, ૪, ૧, ૧, ૨, ૪–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૨૯ છે. વળી ત્રીજાની બાર સંખ્યામાં બાર પદની સ્થાપના ૭, ૫, ૬, ૫, ૬, ૩, ૪, ૫, ૪, ૪, ૪, ૪–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૫૭ થાય છે. ચોથાની બારની સંખ્યામાં બાર પદોની સ્થાપના ૪, ૪, ૭, ૬, ૬, ૬, ૬, ૪, ૪, ૪, ૪, ૬–એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૬૧ થાય છે. એક પદમાં બે અક્ષરની સંખ્યા છે. એ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૨૫૨ બસોને બાવન થાય છે. એની શ્લોક સંખ્યા પ્રમાણુ ૭ શ્લોક અને ૨૮ અક્ષરો થાય છે. પ્રણુવ વગેરે ૩ પદો અહીં વિશેષ વિદ્યાના ભાગ માટે છે. વળી આ વિદ્યા पसिज्झिज्जा અંત સુધીની બધા કાર્યની સાધક છે. पण्हसमणस्स સુધીની વિદ્યા સ્વપ્ન વિદ્યા કહેવાય છે. हिरियाए સુધીની વિદ્યા સૌભાગ્ય કરનારી વગ્ગુ વિદ્યા કહેવાય છે.

વળી ગૌતમસ્વામીને (આ મંત્રના) ૧૨૧ (?) અક્ષરો આપેલા હતા. તે પ્રથમ જ ભગવાનની આજ્ઞાથી શ્રી ગૌતમસ્વામીએ ૩૨ શ્લોક પ્રમાણુ કર્યો. સમયના દોષથી તે ઓછો થયો ત્યારે દુઃપ્રસહસૂરિ અઢ્ઢ–ચાર (?) શ્લોક પ્રમાણુનો કહેશે. આમાં સૌભાગ્ય-મુદ્રા, પરમેષ્ઠિ મુદ્રા, જ્ઞાન મુદ્રા, સુરભિ મુદ્રા, તેમજ અંજલિ મુદ્રા,–એમ પાંચ મુદ્રાઓનો ધ્યાનમાં ઉપયોગ થાય છે. આહ્‌વાનન, સ્થાપન, સંનિધાપન, સંનિરોધ અને અવગુંઠન એ પાંચ મુદ્રાઓ બધાં ધ્યેયની આદિમાં જોવામાં આવે છે.

આ પ્રકારે ત્રીજી વાચના પૂરી થઈ.

હવે પ્રસ્થાન વિધિ કહે છે:—

પહેલી વિદ્યાપીઠ. બીજી વિદ્યા, ત્રીજી ઉપવિદ્યા, ચોથો મંત્ર અને પાંચમો મંત્ર-રાજ. સ્તુતિ પદો તો ગમે તેટલાં હોય છે. પૂજાકાળમાં પૂજાને યોગ્ય બાર પદો, અઢાર પદો, ચોવીસ પદો તેમજ બત્રીશ પદો તો લખવાં. વિદ્યાપીઠ સોળ કોઠામાં લખાય છે. પ્રણુવ સહિત બાર પદો पसिज्झउ स्वाहा સુધીનાં પ્રથમ પ્રસ્થાનમાં છે, તેની પ્રણુવ અક્ષર સહિતની સંખ્યા ૧૪૬ છે. જ્યારે અઢાર પદ હોય ત્યારે ત્રીજા અને ચોથા કોઠામાં બે પદો, પાંચમા અને છઠ્ઠામાં બે પદો, નવમા અને દશમામાં બે પદો મુકાય છે. છેલ્લો સમગ્ર આલાપ અન્તિમ કોઠામાં મુકાય છે ત્યારે તેના અક્ષરોની સંખ્યા ૧૯૨ થાય છે. તેથી બીજા પ્રસ્થાનમાં પ્રણુવ અને स्वाहा સહિત ૪૦ અક્ષરો અને વિભક્તિવાળાં પદો ગણવામાં આવે તો ૧૧ થાય છે. અક્ષરો ૩, ૪, ૫, ૬, ૫, ૩, ૧, ૪, ૨–એ પ્રકારે ગોળ આકારે પંક્તિમાં લખાય છે. ત્રીજા પ્રસ્થાનમાં અક્ષર પદોની સંખ્યા ૧૯ છે. પ્રત્યેક પદના અક્ષરોની સંખ્યા ૫, ૬, ૩, ૪, ૫, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૬–આ પ્રકારે બધા અક્ષરોની સંખ્યા ૮૧ સોળ કોઠાઓમાં લખાય છે. તે પછી ચોથા પ્રસ્થાનમાં સાત પદો છે અને પ્રત્યેક પદના અક્ષરો ૭, ૬, ૬, ૬, ૬, ૬, ૮–પ્રણુવ અને स्वाहा

સહિત બધા અક્ષરો ૪૫ છે તે ગોળ આકારે પદ્મિમા લખાય છે પાચમા પ્રસ્થાનમા વિરામ સહિત ૧૩ પદો હોય છે તે પ્રત્યેક પદના અક્ષરો ૪, ૬, ૪, ૬, ૪, ૬, ૪, ૬, ૪, ૬ ૪, ૬, ૮—આ પ્રકારે કુલ ૬૮ થાય છે, તે મધ્યમા છ ખૂણા કરીને લખાય છે છે તુ પદ વચ્ચે અને બાકીના પદો એક એક બહાર ક્રમશ લખવા બધાની સખ્યા મેળવતા ૩૮૦ અક્ષરો થાય છે અને તેનુ શ્લોક પ્રમાણ ૧૧ અને અક્ષર ૨૮ એમ બારે પદોની સ્થાપના થાય છે જ્યારે અઢાર પદો છ ખૂણાની બહાર લખાય ત્યારે इरि मेरुने મૂકીને બાકીના છ મેરુ છ ખૂણાના મધ્ય ખૂણામા ह्म्ह्रूँ ह्रह्रूँ ह्म्ह्र નો પાઠ તથા ह्र्ह्रँ ह्रहूँ हूँ म्ँ આ પ્રકારના અક્ષરોની સ્થાપના કરાય છે છ ખૂણાના મધ્યભાગમા ॐ ह्रीँ अर्हं चतुष्पीठस्वामिने नम એ પ્રકારે લખાય છે સામાન્યત બધા પદો ॐ ह्रीँ स्वाहा પૂર્વક બોલવા સાત પદોમા આ પ્રમાણે વિશેષતા છે—ईँ ह्रीँ क्षाँ क्षीँ म्राँ म्रीँ प्राँ प्रीँ स्राँ स्रीँ ह्राँ ह्रीँ इरि कालिए આટલા પદો તે પદોમા યથાક્રમે યોજવા બાકીની તેજ અવસ્થા સમજવી

આ પ્રકારે સૂરિમન્ત્રગર્ભિત વિદ્યા પ્રસ્થાન પટ વિધિ પૂરો થયો.

હવે મન્ત્રશુદ્ધિ કહેવાય છે —

મન્ત્રરાજમા જેટલા પદો હોય છે, તેટલા, તેના સરખા તે જ પદો कालि कालि યુક્ત પદો મન્ત્રપીઠમા હોય છે તેટલા किरियाए ઇત્યાદિ બોલતા ઉપવિદ્યામા હોય છે જેટલા પદો ઉપવિદ્યામા હોય છે તેટલા જ वग्गु वग्गु सुवग्गु महावग्गु निवग्गु ઇત્યાદિ પ્રથમના પદર પદો સહિત તેટલાનુ એકવાર ઉચ્ચારણ કરતા काली સહિત પદો સૌભાગ્યવિદ્યામા હોય છે

સ્તુતિપદો વાચના વિશેષથી જાણવા તે પણ પાચ પ્રકારે હોય છે પહેલી ગૌતમ વાચના હોય છે તે પછી શ્રુતકેવલીની વાચના જ્ઞાનપ્રવાદથી પહેલા શ્રીપ્રભવ ગણધરે કહેલી તે પછી વજ્રસ્વામીની વાચના તે પછી વર્ધમાન વિદ્યા હોય છે ચાર સ્તુતિપદો અને પાચ પરમેષ્ઠિપદોને લઇને ઉપાધ્યાયને યોગ્ય વિદ્યા અલગ કરેલી છે वार वीर ઇત્યાદિ પદો સૌભાગ્યવિદ્યા અને ઉપવિદ્યાની અંદરથી ઉદ્ધાર કરીને हू ह्र ह्रौँ પૂર્વકના હોય છે

તે પછી નાગેન્દ્ર, ચન્દ્ર, નિર્વૃતિ અને વિદ્યાધર (ગચ્છ)ની વાચનાઓ હોય છે તે આજે પણ પ્રવર્તે છે તેથી તે ભગવાનોની પણ કઇક અંશે વિભિન્નતા અને અસદૃશતા થઇ છે તે ભિન્નતા મેરુ સખ્યાની વિશેષતાથી જાણવી પહેલા મેરુના નામો જેમ ह्रि, कि, गि, पि, फि, चि, सि, हि, वि, मि, आ, અને અતમા रि આ પ્રકારે છે

ગૌતમ વાચનામા ૧૧ મેરુઓ હોય છે શ્રુતકેવલીની વાચનામા ૧૦, વજ્રસ્વામીની વાચનામા ૯, નાગેન્દ્ર આદિની વાચનામા ૯, ૮, ૭, ૬, ૫ મેરુઓ હોય છે નવ અને

આઠની સંખ્યા નષ્ટ થઈ છે. નવ અને આઠની સંખ્યાના મેરુઓમાં ग्रन्थन, संदर्भण, अवगुण्ठन, संपुट, संपल्लव, संनिरोधन આટલા અક્ષરો હોય છે. તેથી તેનો વ્યુચ્છેદ થયો. આ અક્ષરો વિચિત્ર આકારથી બોલી શકાતા નથી. અને બીજું કારણ તેના વ્યુચ્છેદનું છે. ૯, ૭, ૫ સંખ્યાના મેરુઓ પ્રવર્તશે. ચન્દ્રવાચનામાં ૭ અને ૫ મેરુઓ છે. વિદ્યાધર વાચના ૯ અને નાગેન્દ્રવાચનામાં ૫ મેરુઓ હોય છે. એ પ્રકારે ક્રમશઃ ક્ષીણ સમયમાં દુઃપ્રસહસૂરિ ત્રણ મેરુ કહેશે. પોતાના ગચ્છના ગુરુનો સ્વર્ગવાસ થતાં બીજા ગચ્છના સૂરિએ સ્થાપેલા ભવિષ્યમાં થનારા આચાર્યોની વાચના જુદા પ્રકારની થઇ. સ્તુતિપદો આટલાં છે—૩૨, ૨૪, ૧૮, ૧૨, ૧૩, ૮ અને છેવટે ૫ થઈ જશે. બધાં કાર્યોની સાધક વિદ્યા પ્રથમ પ્રસ્થાન રૂપે ઓળખાય છે. બહુબલી વિદ્યાનું પ્રસ્થાન બીજું છે. સૌભાગ્ય વિદ્યા અને ઉપવિદ્યાનું પ્રસ્થાન ત્રીજું છે. મંત્રપીઠ ચોથા પ્રસ્થાનમાં હોય છે. આ બધાનો પ્રભુ મંત્રરાજ પાંચમા પ્રસ્થાનમાં હોય છે. આ બધાંને મેળવતાં કોટચંશ મંત્ર બને છે. ગૌતમસ્વામીથી વજ્રસ્વામી સુધી કોટચંશ મંત્ર પ્રવર્ત્યો. એ પછી તેનો વ્યુચ્છેદ થયો. તેથી કોટચંશના સ્મરણ માટે કોટિકગણ કરાયો. વજ્રસ્વામી પછી ત્રણ શાખા થઈ. અંશો લાવવાનો ઉપાય આ છે—મેરુરૂપ મંત્રરાજના ૧૬ અંશો ધ્રુવાંશો છે. પ્રથમ વિદ્યા વિભાગ કરીને પાસેના લગ્નમાં પહેલા કાળમાં લગ્નવેળાયે આ (અંશો) શિષ્યને આપવા. તેથી જ્યાંસુધી તીર્થ રહે ત્યાં સુધી આ રહેશે. બાકીના પ્રથમ કહ્યા મુજબ સ્તુતિપદોના અંશો લેવા. આઠ આઠ અંશો બાહુબલી વિદ્યા, સૌભાગ્યવિદ્યા, ઉપવિદ્યા અને મંત્રરાજના છે. એ બધાંને એકત્રિત કરતાં અંશો થાય છે. વિષમાંશ મહાફળવાળો હોય છે. સમાંશ મધ્યમફળવાળો હોય છે. એક પણ અંશ અફળ નથી; એ નક્કી છે.

આ પ્રકારે મંત્રશુદ્ધિ પૂરી થઈ.

**હવે નામના સરખું જ કોટચંશ તપ કહે છે:—**

પ્રથમ તપ કરવું. તપ કરતાં આદેશ થાય છે. સિદ્ધિ થશે કે નહિ એમ છેવટે પ્રથમ કહ્યા મુજબની એ નીતિપૂર્વક સાધના કરવી. તે તપ આ પ્રકારે. પ્રથમ વિદ્યામાં પહેલાં ઉપવાસ, તે પછી ૫ નિવી, આયંબિલ ૧, ફરીથી ૫ નિવી. પ્રથમ વિદ્યામાં ૧ આયંબિલ, ૫ નિવી, ૧ આયંબિલ, ૧ નિવી, ૧ ઉપવાસ એમ ૨૧ દિવસ સુધી કરવાં. હમેશાં પઠન, સ્મરણ, વિકથાનો ત્યાગ, એક મને રાત-દિવસ અનુષ્ઠાન કરવું. આ પ્રકારે પહેલી પરિપાટી કરવી.

બીજી-ઉપવાસ ૧, નિવી ૧, આયંબિલ ૩, નિવી ૪, આયંબિલ ૫, નિવી ૨, ઉપવાસ ૧ એ પ્રકારે. પૂર્વે કહ્યા મુજબના વ્યાપારપૂર્વક આમાં વિશેષપણે ૪૦ લોગસ્સનો કાઉસગ્ગ અને ચોવિશ (જિનના) સ્તવનનું ચિંતવન કરવું. અથવા સમગ્ર મંત્રનું ૧૦૮વાર

સ્મરણ કરવું. આ પ્રકારે બીજી પરિપાટી. ત્રીજી–ઉપવાસ ૧, નિવી ૮, આયંબિલ ૫, નિવી ૭, આયંબિલ ૧, નિવી ૨, ઉપવાસ ૧–આ પ્રકારે પૂર્વે કહ્યા મુજબનો વ્યાપાર જાણવો. ત્રીજી વિદ્યામાં આ ત્રીજી પરિપાટી છે.

ચોથી- ઉપવાસ ૧, નિવી ૫, આયંબિલ ૧, ઉપવાસ ૧ આ પ્રકારે અહીં પણ પૂર્વની નીતિ મુજબ ચોથી પરિપાટી છે. પાંચમી–મૌનવ્રત પૂર્વક અત્યન્ત કપૂરવાળા સુગંધીદ્રવ્યોની પૂજા યુક્ત શ્રી ગૌતમસ્વામીના આરાધનમાં તત્પર થઈને ત્રણે સંધ્યાએ ધ્યાન કરવું. સ્ત્રીનું મુખ પણ ન જોવું. આ રીતે નિરંતર ૧૯ આયંબિલ કરવા. આ રીતે પાંચમી પરિપાટી છે.

જો શક્તિ હોય તો અવિચ્છિન્નપણે કરવું. ઓળી કરીને આ તપની સમાપ્તિ કરવી.

આ પ્રકારે તપવિધિ સમાપ્ત થઈ

(અહીં અધિષ્ઠાયકની સ્તુતિ પૂર્વે કહેલી છે તે જ અહીં પણ છે. માત્ર આમાં ૪ શ્લોક વધારે છે—તેનો અર્થ)

શ્રીમંત્રપીઠની મધ્યમાં સ્થાપેલા, ગૌતમસ્વામીને અભિપ્રેત, અણુપણુપન્ની નામના દેવોથી પ્રતિષ્ઠા કરાયેલ ગણિપિટક નામના યક્ષરાજ છે.

હવે પદ સંખ્યા કહેવાય છે.—

બત્રીશ સંખ્યાના સ્તુતિના પદ્યોમાં પ્રથમ વાચના સમયે ૭૩ પદો, બાર પદોની ત્રીજી વાચનામાં ૪૯ પદો. અત્યારે કહેવાતાં ૫૯ પદો છે, સ્તુતિનાં પદો ૩૨ છે. एएसिं ઇત્યાદિમાં ૧૨ પદો છે. એમ કુલે ૪૪ પદો થાય છે. પાંચ મંત્રરાજના પદો, પાંચ મંત્રપીઠનાં પદો, સાત ઉપવિદ્યાના પદો, પાંચ મહાદેવતાનાં પદો, દશ બાહુબલીનાં પદો હોય છે. પ્રણવ–ૐ સહિત ભગવાન્ बाहुवलि-प्रज्ञाश्रमण-महाप्रज्ञाश्रमण-वग्गु-सुवग्गु-निवग्गु-सुमसोम-महु એ પ્રકારે દશ.

આ બધાં ૩૭ પદો છે. સ્તુતિપદો ૧૮ છે. नमो सुहम्मसामिणो गणहरस्स महादाणस्स गोयमाईणं એ પ્રકારે ૨૧ પદો છે. एएसिं ઈત્યાદિનાં પદો ૧૨ છે. આ પ્રકારે ૩૩ પદો થાય છે. મહાવિદ્યાનાં દશ પદો ઉમેરતાં કુલ ૪૩ પદો થાય છે. મંત્રરાજ અને મંત્રપીઠનાં ૭ પદો છે. પ્રત્યેકનાં સાત. ઉપવિદ્યામાં ૯ એમ કુલે ૨૩ પદો થાય. સાત મહાદેવતાનાં પદો ગણીએ તો ૩૦ પદો થાય. બધાં મળીને ૭૩ પદો થાય છે. મંત્રરાજનાં પદો ૫, ૬, કે ૭ હોય છે. પાંચ અને સાત પદો પ્રશસ્ત છે, પરંતુ ૬ પદો નહિ. કોની વાચનામાં કેટલાં મન્ત્રરાજ પદો છે? દશમાંથી તે હોય છે. ગૌતમસ્વામીએ કહેલાં किंपि सहिआ આ પાંચ પદો છે इ गि पि किं वि. વૃદ્ધ શ્રુતધરોના પદોનો આ ક્રમ લાગે છે. જે ભિન્નતા જણાય છે તે સમજાતી નથી. પહેલાં કહ્યા મુજબ ૪૯ પદો હોય છે. ચોવીશ સ્તુતિપદોની વાચનામાં ૭૧ પદો છે. ચોથી પીઠનો ઉદ્ધાર કરતાં બત્રીશ પદ્યોમાં ૧૦૮ પદ હતાં. આ પદો

વાચ્યપદો છે. તેમાં વિશેષતા આટલી છે–૧૮ પદોની બીજી વાચનામાં સૌભાગ્યવિદ્યાનાં પદોમાં પ્રથમ ભાગના પદો ૧૬ અને અંતભાગના પદો ૭ પ્રસ્થાન પટ વિધિમાં કોઠાના આકારે વિભાગ કરી ઓછાવત્તાં બને છે.

મતાન્તરથી ૫૬ સંખ્યા પૂરી થઇ

રેવતી, રોહિણી, નાગાર્જુન, આર્યખપુટ, યશોભદ્રાચાર્ય વગેરે નામના સૂરિઓ થયા. તે બધા મંત્રસિદ્ધો મારું પાપ મિથ્યા કરો અને શુદ્ધિ અશુદ્ધિનો વિચાર કરો. કેમકે ભગવાનના સમયમાં પણ અગિયાર ગણધરોમાં નવ ગણો હતા. જિનશાસનની અનેક પ્રકારની વાચનાઓનો વિચાર કરીને જ આ કલ્પની અન્તે નામ જણાવ્યું નથી. કંઈ પણ રહસ્ય વસ્તુ તત્ત્વવેત્તાઓ જ જાણે. અંગવિદ્યામાં ખાસ વિશેષતા છે. આ તો માત્ર આધાર ભૂત છે. માટે સૂરિવરો ક્ષમા કરશો. જૈન ધર્મ પ્રવર્તો. મંત્રના ઇષ્ટાંશોનો અતિશય ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલીન આચાર્યો જાણો, પ્રસન્ન થાઓ અને સિદ્ધ થાઓ.

આ રીતે સૂરિમંત્રકલ્પ પૂરો થયો.

ૐ नमो થી લઇને हुं फट् स्वाहा સુધીનો મંત્ર ૭ વાર, ૨૧ વાર કે ૧૦૮ વાર ગણવો.

# મલધારિગચ્છ-સૂરિમંત્રકલ્પ

## [દશવક્તવ્યતા અધિકાર સહિત]

મલધારીગચ્છના સંપ્રદાયમાં પ્રવર્તતા શ્રીસૂરિમંત્રકલ્પનો વિચાર કંઈક લખીએ છીએ તેમાં દશ વક્તવ્યતાના અધિકારો છે ૧ મુદ્રા વગેરે વક્તવ્યતા, તે પછી ૨ પ્રથમ પીઠવક્તવ્યતા, ૩ બીજી પીઠ વક્તવ્યતા, ૪ ત્રીજી પીઠ વક્તવ્યતા, ૫ ચોથીપીઠ વક્તવ્યતા, ૬ પાંચમીપીઠ વક્તવ્યતા. ૭ પાંચ પીઠ સહિત સંપૂર્ણ સૂરિમંત્ર વક્તવ્યતા ૮ વિસ્તારપૂર્વક દેવતાવસરવિધિ વક્તવ્યતા. ૯ સંક્ષિપ્ત દેવતાવસરવિધિવક્તવ્યતા અને ૧૦ મંત્રમહિમા વક્તવ્યતા.

તેમાં પહેલાં મુદ્રાદિ વક્તવ્યતા અધિકાર કહે છે:—

*બીજાં શાસ્ત્રોમાં અનેક મુદ્રાઓ જોવાય છે પરંતુ સૂરિમંત્રમાં ૧૭ મુદ્રાઓ ઉપયોગી હોવાથી તે જ પ્રથમ શીખવવી જોઈએ તે આ પ્રકારે છે*–(પાના ૨૭–૨૮ ઉપરની બધી મુદ્રાઓ અક્ષરશઃ અહીં આપેલી છે તેથી તેનું વિવરણ ત્યાંથી જોઈ લેવું)

આ ૧૭ મુદ્રાઓનો પહેલા જ ઉપયોગ કરાય છે. તેમાં બધા યે લબ્ધિપદો અને પીઠો જ્ઞાન માટે શ્રી પૂર્વક અને વશીકરણ માટે હ્રીં પૂર્વક અને શાંતિ વગેરે કાર્યોમાં પ્રણવ ૩ પૂર્વક જાણવા કર્મક્ષય માટે લબ્ધિપદો અને પીઠોનું પરમેષ્ઠિમુદ્રાથી અથવા મુદ્રા વિના અને પ્રણવ ૩ હ્રીં શ્રીં વિના જ કેવળ સ્મરણ કરવું તેમજ જે પીઠમાં જે પ્રકારે જાપ અને હોમ કહેલા છે તે આગળ કહેવાતા તપની સાથે કરતાં તે તે પ્રકારના ફળને આપનારા બને છે જો તપ કરવામાં ન આવે તો જાપ અને હોમ પ્રાયઃ અલ્પ ફળ આપનારા બને છે વળી જ્યારે જાપ અને હોમની શરૂઆત કરવામાં આવે ત્યારે મનમાં જ આ પ્રકારે બોલવું–અમુક સંવત, અમુક માસ, અમુક તિથિ અને વારે હું અમુક સૂરિનો શિષ્ય અમુક સિદ્ધિને માટે અમુક જાપ અને હોમનો પ્રારંભ કરું છું તથા આ સૂરિમંત્ર ઓઠ ચલાવ્યા વિના મનમાં જ બોલવો ઓઠ ચલાવ્યા પૂર્વક ન બોલવો.

આ પ્રકારે મુદ્રાદિ વક્તવ્યતા અધિકાર પહેલો પૂરો થયો.

હવે પ્રથમ પીઠ વક્તવ્યતા અધિકાર કહે છે —

તેમાં પહેલી પીઠ વિદ્યાપીઠ નામે છે તે બાર લબ્ધિપદો પૂર્વક 'વગ્ગુવગ્ગુ સ્વાહા' સુધી ૧૧૭ અક્ષરોની બનેલી છે આની અધિષ્ઠાત્રી સરસ્વતી દેવી છે તેની પૂજા અને સ્તુતિ કરવી તેની આરાધનાની તપવિધિ આ પ્રકારે છે —ઉપવાસ, નિવી, આયંબિલ, નિવી, આયંબિલ, નિવી, આયંબિલ નિવી, ઉપવાસ–તે ક્રમથી ૧, ૫, ૧, ૫, ૧, ૫, ૧,

૧. ૧ = એ રીતે જપ કરવો. તેમાં ધ્યાન, પઠન, વિકથાઓનો ત્યાગ તેમજ રાતદહાડો અનુષ્ઠાન કરવું.

આ તપથી મહાફળ થાય છે. નહિતર અલ્પફળ મળે. પદ્માસને બેસીને પૂર્વ તરફ કે ઉત્તર તરફ મુખ રાખી પરમેષ્ઠિ મુદ્રા કે ગરુડમુદ્રા વડે ૧૨૦૦૦ પ્રમાણનો જાપ કરવો. સામાન્યરીતે શ્વેત ધ્યાનથી સમગ્ર સિદ્ધિને આપનારો થાય છે. વળી ક્ષીરાશ્રવ વગેરે લબ્ધિપદોનો ૬૦૦૦ વાર શ્વેત માલાથી શ્વેતધ્યાનથી જાપ કરવો. છઠ્ઠા લબ્ધિપદની અન્તે जमियं सारम्नयं पउंजामि तं मे सारस्सयं पसिज्झउ स्वाहा આ પ્રકારે બોલવું. પહેલી પીઠમાં આ સિદ્ધસારસ્વત મંત્ર છે. તેનો ૧૨૦૦૦ પ્રમાણ જાપ કરવો. તે પછી હોમ કરવો.

હોમની વિધિ આ પ્રકારે છેઃ—એક હાથ પ્રમાણ ચાર ખૂણાવાળો કુંડ કરવો. ભૂમિને હસતી કરીને અરણિના લાકડાથી અથવા સૂર્યકાંત મણિથી તેમાં અગ્નિ પ્રજાળી મંત્રથી પ્રતિષ્ઠા કરવી. પ્રતિષ્ઠાનો મંત્ર આ પ્રકારે છે—मनो जूतिर्जूपतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोत्वरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवाः स इह मा दयन्तामों प्रतिष्ठा આ પ્રકારે સાતવાર બોલીને ચોખા નાખવા. ભયંકર જ્વાળાઓવાળા અગ્નિમાં અગ્નિની સાત જીભનું સ્મરણ કરવું. તેમાં ઈશાનખૂણાની જીભમાં જે વચલી જીભ હોય તેમાં હોમ કરવો. તે હોમ કેવીરીતે કરવો? સાત ઘીની આહુતિઓ વિદ્યાપીઠ બોલવા પૂર્વક કરવી. વળી દશાંશ ધૂપ ૧૨૦૦ (જાપ યુક્ત) ગુટિકાથી હોમ કરવો. તે હોમ આ પ્રકારે છેઃ—ગરુડ જાતના ચોખાઓ, ઘી અને એક જ રંગની ગાયનું દૂધ અને સાકર. તેના વડે વિદ્યાપીઠના ઉચ્ચારણ પૂર્વક હોમ કરવો. પૂર્ણાહુતિ સમયે ઘીથી ભરેલું નારિયેળ નાંખવું. ત્યારે આ પ્રકારે બોલવું —इमां पूर्णाहुतिं भगवति सरस्वति! प्रतीच्छ मम कामितं कुरु स्वाहा. જ્યાંસુધી નારિયેલ બળી જાય ત્યાં સુધી રાહ જોવી. અગ્નિને પણ ઘીના મોટા ચમચાવડે પ્રજાળવો. કેમકે કહ્યું છે કે-ઘીવિના તે રાષ્ટ્રનું દહન કરે છે. તેની રાખ સંઘરીને પોતે રાખી મૂકવી. ઈષ્ટ જનોને થોડીથોડી આપવી. તેથી શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિને તે કરે છે.

આ પ્રકારે હોમ વિધિ પૂરો થયો.

આ જ રીતે વિદ્યા અને ઉપવિદ્યામાં પણ હોમ કરવો. વળી તેમાં આહુતિ અને હોમ તે જ મંત્ર વડે દેવતાના નામ પૂર્વક યોગ્ય રીતે લેવું. તેમજ તપ, જપ અને હોમ વડે પ્રથમ પીઠનું આરાધન કરતાં આચાર્યે ૧ સરસ્વતી, ૨ રોગાપહારિણી, ૩ વિષાપહાણી, ૪ બંધમોક્ષણી, ૫ શ્રીસંપાદિની, ૬ પરવિદ્યાછેદની, ૭ દોષનાશની, ૮ અશિવોપશમની—આ પ્રકારે આઠ મહાસિદ્ધિઓ પોતાના અને બીજાના માટે સધાય છે. પોતાના અને પરનો શો અર્થ છે? જ્યારે પોતાના માટે કે બીજાના માટે સારસ્વત ઉત્પન્ન કરવા, રોગનો નાશ કરવા, વિષ ઉતારવા, બંધન છોડાવવા, લક્ષ્મી મેળવવા, અજ્ઞાન આદિ

કર્મોમે છેદવા, દોષનો નાશ કરવા અને દુ ખને શમાવવા માટે ઇચ્છે ત્યારે પ્રથમપીઠનુ સ્મરણ કરવુ થોડા સ્મરણથી પણ સિદ્ધિ મળે છે આ આઠ વિદ્યાઓ શ્રી માનતુગસૂરિએ રચેલા ભક્તામર સ્તોત્રમા યૈ શાન્તરાગરુચિમિ વાળા શ્લોકથી લઇને જલમારનંત્રે સુધીના આઠ શ્લોકોમા રહસ્યરૂપે ગુથેલી છે તે આઠ શ્લોકોને ज्ञान यथा त्वयि विभाति कृतावकाशम् વાળા નવમા શ્લોક સાથે સવારમા જે સ્મરણ કરે છે તેને સારસ્વત વગેરે પહેલા કહેલી આઠ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે પોતાને તેમજ બીજાને પણ પ્રાપ્ત કરાવે છે વળી બાર લબ્ધિ પદોનુ પણ આજ રીતે સ્મરણ કરવુ પહેલા લબ્ધિપદથી બધા તીર્થોના પાણીથી સ્નાનનુ, બીજા લબ્ધિપદથી સુખડના વિલેપનનુ, ત્રીજા લબ્ધિ પદથી શ્વેત વસ્ત્રોનુ, ચોથા લબ્ધિ પદથી સફેદ પુષ્પની માળાનુ, પાચમા લબ્ધિપદથી સોનાના મુગટનુ, છઠ્ઠા લબ્ધિપદથી સોનાના તિલકનુ, સાતમા લબ્ધિપદથી રત્નવાળા સોનાના કુડળનુ જમણા કાને અને આઠમા લબ્ધિપદથી તેવા જ કુડળનુ ડાબા કાને, નવમા લબ્ધિપદથી ગળાના સોનાના આભૂષણનુ, દશમા લબ્ધિપદથી રત્નવાળા સોનાના બાજુબધનુ જમણા હાથે, અગિયારમા લબ્ધિપદથી રત્નવાળા સોનાના બાજુબધનું ડાબા હાથે, બારમા લબ્ધિપદથી ઊંચી જાતના મોતીઓના હારનુ સ્મરણ કરવુ આ પ્રકારે સ્મરણ કરવાથી ખૂબ ધન અને ધાન્યની પ્રાપ્તિ થાય છે વળી કહ્યુ છે કે—

સ્નાન, વિલેપન, વસ્ત્ર, ઉજ્જવળ પુષ્પોની માળા, મુગટ, તિલક, બે બાજુના કુડળો, કઠી, બે બાજુના બાજુબધ અને ઊંચા પ્રકારના હારનુ બાર લબ્ધિપદો વડે શરીરમા સૂરિમત્રનુ ધ્યાન કરવું

આ પ્રકારે પ્રથમ પીઠ વક્તવ્યતા રૂપ બીજો અધિકાર પૂરો થયો

હવે બીજી વિદ્યાપીઠ કહે છે—પહેલા જે વિદ્યાપીઠ નામ કહ્યુ છે તેનાથી બીજી પીઠનો ભેદ છે આમા समणरस स्वाहा પર્યંત બાહુબલી વિદ્યા કહેવાય છે, તેના ૨૦ અક્ષરો છે અને वग्गुथी લઇને सौमणसे महुमहुरे स्वाहा સુધીની સૌભાગ્યવિદ્યા કહેવાય છે, તેના ૨૪ અક્ષરો છે બનેના મળીને ૪૪ અક્ષરો થાય છે આ બીજી પીઠની અધિષ્ઠાત્રી માનુષોત્તર પર્વતના શિખરમા રહેનારી હજાર ભુજાવાળી ત્રિભુવનસ્વામિની નામે દેવી છે

તેની આરાધનાની તપ વિધિ આ પ્રકારે છે—ઉપવાસ, નિવી આયબિલ, નિવી આયબિલ, નિવી ઉપવાસ—એ ક્રમશ ૧, ૧, ૩, ૪, ૨, ૨, ૧ આ પ્રમાણે કરવો બીજો પૂર્વની માફક જ વ્યાપાર જાણવો આમા માત્ર એટલી જ વિશેષતા છે કે લોગસ્સ ૪૦ નો કાઉસગ્ગ કરવો અને કાયોત્સર્ગમા ૧૦૮ વાર સૂરિમત્રનુ સ્મરણ કરવુ આ તપ કરતા પ્રથમ બાહુબલી વિદ્યાનો ૧૨૦૦૦ વાર શ્વેત ધ્યાન વડે જાપ કરવો પહેલી પીઠની માફક

અહીં પણ હોમ કરવો. કાર્ય સિદ્ધ થતાં ઇર્યાપથિકી પ્રતિક્રમીને ઓઘો અને મુહપત્તિને આગળ મૂકી કાઉસગ્ગમાં ૧૦૮ વાર સ્મરણ કરવું. શુભ કાર્યમાં બે હાથ ઊંચા રાખવા અને અશુભ કામમાં હાથ નીચે રાખી મુખ પાછળ રાખી હાથ સાથે મેળવવું. વળી આનો જાપ કરતાં વાદમાં અપરાજિતપણું પ્રાપ્ત થાય છે. શત્રુ શાંત થાય છે. તેમજ આ બાહુ-બલી વિદ્યાનો જાપ કરતાં શકુનોનું સાંભળવું સાચું પડે છે.

**આ પ્રકારે બાહુબલી વિદ્યાનો અધિકાર પૂરો થયો.**

**હવે બીજી વગ્ગુ આદિ સૌભાગ્ય વિદ્યા કહે છેઃ—**

આમાં ૧૯૦૦૦નો જાપ સૌભાગ્યમુદ્રા વડે અને સુવર્ણ જેવા પીળા ધ્યાનથી કરવો. જાપની માળા સુવર્ણની કે પરવાળાની વાપરવી. હોમ તો પહેલાની માફક જ કરવો. બંને હોમો એક સાથે કરવાથી બંને વિદ્યાની સિદ્ધિ થાય છે. આનાથી કૃપણ મનુષ્ય પણ દાતાર બને છે, અને રાજકુળમાં પ્રજામાં તેમજ દુષ્ટ મનુષ્યોમાં પણ તેના વચનનો ખૂબ આદર થાય છે. આનાથી જય, વિજય, અજિતપણું, અને અપરાજિતપણું પ્રાપ્ત થાય છે. આમાં પોતાના દેશમાં જય, પરદેશમાં વિજય, શત્રુઓ સાથે અજિતપણું બીજા વાદીઓ સાથે અપરાજિતપણું પ્રાપ્ત થાય તે સૌભાગ્ય વિદ્યા કહેવાય છે. આ બંને (બાહુબલી અને સૌભાગ્ય) વિદ્યાઓથી એકજ માત્ર બીજી પીઠ બને છે.

**આ પ્રકારે બીજી પીઠ વક્તવ્યતા અધિકાર ત્રીજો પૂરો થયો.**

**હવે ત્રીજી પીઠનો વક્તવ્યતા અધિકાર કહે છેઃ—**

ત્રીજી પીઠ મંત્રપીઠ નામે છે. ૐ किरिથી લઈને स्वाहा સુધી ૩૧ અક્ષરો છે. આનો અધિષ્ઠાતા—અણપણ્ણી નામના વ્યંતર જાતિના દેવોથી પ્રતિષ્ઠિત, વીસ ભુજા-વાળો, મંત્રપીઠનો અધિષ્ઠાતા, સોળહજાર યક્ષોનો સ્વામી, ગણિપિટક નામે યક્ષરાજ જય પામે છે.

**તેની તપ વિધિ આ પ્રકારે છેઃ—**

ઉપવાસ, નિવી, આયંબિલ, ઉપવાસ–આ ક્રમશઃ ૧, ૫, ૧, ૧. એમ ત્રીજી પીઠમાં પૂર્વે કહેલા સમગ્ર વ્યાપાર પૂર્વક કરવો, આમાં શ્વેતધ્યાન વડે ૧૨૦૦૦ નો જાપ કરવો. હોમ કરવો નહિ, જેમાં પુરુષ અધિષ્ઠાયક હોય તે મંત્ર કહેવાય છે, તેમાં હોમ થતો નથી. જેમાં સ્ત્રી દેવતા અધિષ્ઠાત્રી હોય તે વિદ્યા કહેવાય છે. તેમાં હોમ કરવો; એવું વચન છે. किरिથી દશ કલ્પેન્દ્રોની સ્થાપના કરવી. फिरिથી ભવનપતિ અને વ્યંતરના ઇંદ્રોની સ્થાપના કરવી. सिरिથી જ્યોતિષ ઇંદ્રોની સ્થાપના કરવી. हिरिથી ગણિપિટક અમલ સ્વામી પ્રમુખ ઇંદ્ર અને સામાનિક દેવોની સ્થાપના કરવી. 'મહાકાલી' એ શબ્દમાં અતિશયવાળી ક્રિયાને ઉત્પન્ન કરવાના લક્ષણવાળો 'કાળ' કહેવાય છે. મોટો કાળ

તે મહાકાળ કહેવાય છે તે જેને હોય તે મહાકાળી એવા જિનેશ્વરની સ્થાપના કરવી અતિશયક્રિયા ગણધર દેવોના અભિષેક રૂપ હોય છે શાસનનુ અપ્રતિહતપણું નઘને લક્ષ્મીની પ્રાપ્તિ, ભોજનની, સાધનોની પ્રાપ્તિ, દુષ્ટ રાજા કે દુષ્ટ દેવતાએ કરેલા ઉપ સર્ગને ખાળવો, દુકાળરૂપ જગલને પાર કરવુ શાપ ઉપર કૃપા કરવાની શક્તિ, શિષ્યોની વ્યવસ્થા વગેરે અતિશયવાળી ક્રિયાઓ પૂર્વે કહેલા દેવો કરે છે આ દેવો પરલોકમા ગએલા સાધુ અને શ્રાવકોની બીજા લોકની ગતિ મત્રપીઠના સ્મરણ કરનારને કહે છે પહેલા બે પીઠમા કહેલુ કાર્ય આનો જાપ કરતા તત્ત સિદ્ધ થાય છે ખાસ કરીને સાર સ્વતની સિદ્ધિ થાય છે સારસ્વત મત્રની સિદ્ધિ માટે ઉપવાસ કરીને તેનો પ્રારભ કરવો શ્વેતધ્યાનથી ૧૨૦૦૦ વાર ગણ્યા પછી તેની સિદ્ધિ થાય છે

આ પ્રકારે ત્રીજી પીઠ વક્તવ્યતાનો ચોથો અધિકાર પૂરો થયો

હવે ચોથી ઉપવિદ્યા નામની પીઠ કહે છે —

किरिथी લઈને स्वाहा સુધીના ૨૩ અક્ષરો છે તેની અધિષ્ઠાત્રી—પદ્મ સરોવર આના કમલમા રહેનારી, સમગ્ર અંગે આભૂષણો અને રત્નોથી શોભની, ચોસઠ ઇંદ્રોના મનને મુગ્ધ કરનારા રૂપવાળી, અપ્રતિમ સ્વરૂપવાળી તેમજ વિજયા, જયા જયતી, નં । અને ભદ્રા સહિત હમેશા ઉપવિદ્યામા બેઠેલી શ્રીદેવી મને લક્ષ્મી આપો

તપવિધિ આ પ્રકારે છે—ઉપવાસ, નિવી, આયબિલ, નિવી, ઉપવાસ–આ ક્રમશ ૧, ૮, ૫, ૭, ૧, ૨, ૧ એમ ચોથા પદમા કરવો પહેલાની વિધિની માફક જ અહીં પણ लोगस्स उज्जोअगरेનો ૪૦ વાર કાઉસગ્ગ કરવો અથવા ૧૦૮ વાર મત્રનુ સ્મરણ કાઉસગ્ગમા કરવુ આમા ૧૨૦૦૦નો જાપ શ્વેત ધ્યાનથી કરવો પહેલી અને બીજી પીઠની માફક જ અહીં પણ એ જ પ્રકારે હોમ વિધિ કરવો વશીકરણ માટે કેશુડા જેવા લાલ ધ્યાનથી પર્વતમુદ્રા વડે ૧૨૦૦૦ પ્રમાણ જાપ કરવો આથી મોટો ચક્રવર્તી પણ વશ થાય છે વળી સદિગ્ધ અર્થનો નિશ્ચય અને ઇષ્ટ સ્વપ્નના વિષયમા શ્વેત ધ્યાનથી ૧૦૦૮ વાર જાપ કરતા ઉપવાસ કરીએ ત્યારે આદેશ મળે છે ૧૬૦૦૦નો જાપ કરતા સારસ્વત મત્ર શ્વેતધ્યાન વડે નિશ્ચયથી સિદ્ધ થાય છે આનો હમેશા શ્વેત ધ્યાનથી જાપ કરવામા આવે તો શિષ્યની પ્રાપ્તિ થાય છે ગુરુઓની જે કઈ સિદ્ધિ હોય છે તે ઓછેવત્તે અંશે નષ્ટ થાય છે શાપમા કૃપા કરવાની શક્તિ અને તેના વચનનો આદર થાય છે વળી આના જાપ કરનાર માથા ઉપર કે ઘર ઉપર ચોખા નાખે તો ઋદ્ધિ મળે છે વળી શ્રાવકો અને શિષ્યોના મસ્તક ઉપર આના વડે જ વાસક્ષેપ કરવો ખાસ કરીને સાધુઓની યોગોદ્વહન ક્રિયા વખતે કરવો

આ પ્રકારે ચતુર્થ પીઠ વક્તવ્યતાનો પાચમો અધિકાર પૂરો થયો

**પાંચમી મંત્રરાજ નામની પીઠ કહે છેઃ—**

ૐ किरिથી લઈને स्वाहा સુધી ૨૫ અક્ષરો છે. આના અધિષ્ઠાતાઓ દશ કલ્પેન્દ્રો, ભવનપતીન્દ્રો ૨૦, વ્યંતરેન્દ્રો ૨૨, જ્યોતિષેન્દ્ર ૨, વિદ્યાદેવીઓ ૧૬, યક્ષો ૨૪, અને શાસનદેવીઓ ૨૪ છે.

આની તપવિધિ આ પ્રકારે છેઃ—મૌનપૂર્વક સુગંધી દ્રવ્યોથી ગૌતમસ્વામીની પૂજા કરીને તેમાં તત્પર બની ત્રણે સંધ્યાએ તેમનું ધ્યાન કરવું. સ્ત્રીનું દર્શન પણ ન કરવું અને છેવટે ૧૬ આયંબિલ કરવાં.

આ મંત્રરાજ પ્રથમ કહેલી બધી પીઠોનો સ્વામી છે. મેરુ શબ્દથી અરિહંતપણું સમજવું, આનો એક લાખવાર જાપ કરવો. હોમ ન કરવો. આનો લાખવાર જાપ કરવાથી ગૌતમસ્વામી પ્રત્યક્ષ થતાં તે સાધક આચાર્ય બને છે. તેને શિષ્યોની પ્રાપ્તિ થાય છે. અને તેમના ઉપાસકોને ધન તથા કુટુંબની વૃદ્ધિ થાય છે. એક મહિના સુધી શ્વેત ધ્યાનથી ચક્રમુદ્રા વડે જાપ કરતાં શત્રુનો નાશ થાય છે. આના ૨૫ અક્ષરો કુંકુમ, ચંદન અને કસ્તૂરી વડે કાંસાના વાસણમાં લખીને હમેશાં ૧૦૮ વાર જાપ કરવો અને ૨૧ દિવસ સુધી પૂજા કરવી. ક્ષુદ્ર દેવોએ કરેલા ઉપદ્રવની શાંતિ થાય છે. અથવા બધું ફળ મળે છે.

**આ પ્રકારે પાંચમી પીઠની વ્યકતવ્યતાનો છઠ્ઠો અધિકાર પૂરો થયો.**

આમાં પ્રથમ પીઠમાં મતિજ્ઞાન, બીજી પીઠમાં શ્રુતજ્ઞાન, ત્રીજી પીઠમાં અવધિજ્ઞાન, ચોથી પીઠમાં મનઃપર્યવજ્ઞાન અને પાંચમી પીઠનું સ્મરણ કરતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે; એવું વૃદ્ધોનું વચન છે.

**હવે પાંચ પીઠમય સંપૂર્ણ સૂરિમંત્રની વકતવ્યતાનો સાતમો અધિકાર કહેવાય છેઃ—**

આ પાંચ પીઠવાળો સૂરિમંત્ર પરમેષ્ઠીમુદ્રા વડે શ્વેતધ્યાનથી એક લાખવાર જાપ કરવો. આથી સર્વોત્કૃષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. લીલાપૂર્વક બોલતાં એ સત્ય બને છે. વળી જ્યારે મરકી, રોગ, ધાડ, વારંવાર ઉત્પન્ન થતા દોષનો નાશ કરવાની ઈચ્છા થાય અથવા ઉત્પન્ન નહિ થએલા દોષો ન થવા માટેની ઇચ્છા થાય ત્યારે સુખડના તેલથી અને કપૂરથી થાળી લેપવી. તેને છાયાથી સૂકી કરવી. તેમાં બાર રાજમાર્ગો અને ત્રણ ગઢનું આગમમાં કહ્યા પ્રમાણેનું સમવસરણ ઊંચા પ્રકારની લેખિની વડે કોરવું. તેની મધ્યમાં ઋષભદેવ ભગવાનની મૂર્તિને આગમાનુસાર અશોકવૃક્ષ અને શ્રુત વિસ્તારવાળી આલેખવી. તે આસનની નીચે કુટુંબ સહિત અમુક, અમુક ગામમાં, અમુક સ્ત્રી વગેરેને કાય સહિત અક્ષરો કોરવા. તે થાળીમાં ૧૦૮ પુષ્પો વડે સમગ્ર સૂરિમંત્રનો જાપ કરવો. તે થાળને મોટી કુંડીમાં ત્રણ ગઢ ઉપર ધરી રાખીને મન્ત્ર બોલતાં

૧૦૮ કલશથી સમવસરણની પ્રતિમાને સ્નાન કરાવવું, તે પુષ્પ, જલ, ચંદન વગેરેને એકઠાં ગાગરમા નાખીને મરકી રોગવાળા મનુષ્ય અને પશુને પીવડાવવાથી તે રોગ દૂર થાય છે અને બધી રીતે સ્વસ્થ બને છે વળી સવારમાં ચારે દિશામા ઊંચા સીધા હાથે અજલિની યોજના પૂર્વક આ સમર્થ મંત્ર એક વાર ભણતા હરેક દિશામાથી મનુષ્યોનુ આકર્ષણ થાય છે તેમજ દિવાળીના દિવસે ઉપવાસ અથવા આયબિલ કરીને જાપ કરવો કમળનાં પુષ્પો અથવા ગરુડ જાતના ચોખાથી ૧૦૮ વાર ૨૧ દિવસ સુધી હમેશા જાપ કરવો. કંઈક અભિગ્રહ કરવો. એક વરસ સુધીમા ઋદ્ધિ વધવા માડે છે. પોતાના શ્રાવકોને તે પુષ્પો અને અક્ષતો પોતાની પાસે રાખવા આપવા. ઈષ્ટ જનોને આપતા મોટી લક્ષ્મી મળે છે. ૨૧ દિવસનો જાપ પૂરો થતા પહેલા કહેલી પાચે પીઠના અધિષ્ઠાયકો—સરસ્વતી, ત્રિભુવનસ્વામિની, ગણિપિટક, વિજયા, જયા, જયતી, નન્દા ભદ્રા યુક્ત લક્ષ્મી, ૬૪ ઇન્દ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો એ પ્રકારે ૧૩૭, તમજ શ્રીગૌતમસ્વામી, ૧ ક્ષેત્રપાલ અને ૧ ગુરુપાદુકા મળીને ૧૪૦ થાય છે લાડવાનુ નૈવેદ્ય અને કપૂરથી પૂજા કરવી આ પ્રકારે એક વર્ષ સુધી આમ કરતા ગચ્છની વૃદ્ધિ થાય છે વળી બધે સ્મરણ કરતા પોતે મેરુ શિખરના સિંહાસનમા રહેલા આઠ પાખડીવાળા કમળના ડોડા ઉપર રહેલા, પ્રવચનમુદ્રાએ બેઠેલા, છત્ર ચામર અને ઇદ્રિ વગેરેની ઋદ્ધિવાળા ગૌતમસ્વામીનુ ધ્યાન કરવું તેથી ઐશ્વર્યનો લાભ થાય છે વળી વર્ષમા વરસાદ ન થયો હોય તો ગાયના છાણ વડે ગાયનુ મુખ બનાવવું તેમા મુખડના ત્રણ ગઢ બનાવવા. તેની અદર સિંહાસન યુક્ત લક્ષ્મીવાળા ગૌતમસ્વામીનુ ધ્યાન કરવુ ૧૦૮વાર મત્રનુ સ્મરણ કરવુ મંત્રના અક્ષર તે ધારેલા નગરમા દૂધયુક્ત પાણી વરસાવે છે આ સ્થાને ત્રણ ગઢવાળા સમવસરણની મધ્યમા બેઠેલા ઉપર પડતા ગાયના દૂધ અથવા પાણીથી તર બોળ થઈ જાય છે એ પ્રકારનુ ધ્યાન કરવુ મકન કરાયેલી પૃથ્વી ઉપર સિંચન થાય છે તેમજ અરિહતભગવાનના અમૃત વરસાવતા ત્રણ છત્રો નીચે પદ્માસન વડે અરિહતભગવાનની દૃષ્ટિમા પોતાને બેઠેલા સકલ્પી સૂરિમત્રનું સ્મરણ કરતા મોટા ઐશ્વર્યનો લાભ થાય છે

આ પ્રકારે પાંચ પીઠમય સંપૂર્ણ સૂરિમત્રની વક્તવ્યતાનો સાતમો અધિકાર પૂરો થયો. હવે વિસ્તારથી દેવતાવસરની વિધિની વક્તવ્યતા ૬૫ અધિકાર શરૂ કરે છે. તે આ પ્રકારે છે —

અહીં થોડા પાણીથી સ્નાન કરી, શુદ્ધ અને સાદા વસ્ત્રો પહેરી, ઇર્યાપથિકી પ્રતિક્રમી, પૂર્વદિશામા પદ્માસને બેસીને સૂરિએ આગળ દેવતાવસરની ઝોળી ધારી રાખીને દેવતાવસરની શરૂઆત કરવી તેમાં ૨૦ અધિકારો છે તે આ પ્રકારે છે —૧ ભૂમિશુદ્ધિ,

૨ અંગન્યાસ, ૩ સકલીકરણ, ૪ હૃદયશુદ્ધિ, ૫ સ્નાન, ૬ કલ્મષદહન, ૭ પંચ પરમેષ્ઠિ સ્થાપના, ૮ દેવતાવસરપૂજા, ૯ આવાહન, ૧૦ સ્થાપના, ૧૧ સંનિધાન, ૧૨ સંનિરોધ, ૧૩ અવગુંઠન, ૧૪ છોટિકા, ૧૫ અમૃતીકરણ, ૧૬ જાપ, ૧૭ ક્ષોભણ, ૧૮ ક્ષામણ, ૧૯ વિસર્જન અને ૨૦ સ્તુતિ. આટલા અધિકારો ક્રમશઃ કહે છેઃ—

'ૐ भूरसी भूत धात्री सर्वभूतहिते भूमिशुद्धिं कुरु कुरु स्वाहा' આ મંત્રથી ભૂમિ ઉપર વાસક્ષેપ કરતાં ભૂમિશુદ્ધિ થાય છે; આ પ્રકારે ત્રણવાર કરવું. ૧

હૃદય, કંઠ, તાલુ, ભવાં અને મધ્યના બ્રહ્મરંધ્રમાં ક્રમશઃ ह्रां, ह्रीं, ह्रूं, ह्रौं, ह्रः—આ પ્રકારનું ચિંતન કરવાથી અંગની સ્થાપના થાય છે; તેને અંગન્યાસ કહે છે. આ પ્રકારે ત્રણવાર કરવું. ૨

क्षि થી પીળાવર્ણપૂર્વક બે જાનુઓમાં, प થી સ્ફટિકવર્ણ પૂર્વક નાભિમાં, ૐ થી લાલવર્ણપૂર્વક હૃદયમાં, स्वा થી લીલાવર્ણપૂર્વક મુખમાં, हा થી કસ્તૂરીના વર્ણ પૂર્વક કપાલમાં—તેને જ ઊલટી રીતે એટલે हा स्वा ૐ प क्षि—આ પ્રકારે ધ્યાન કરતાં સકલીકરણ થાય છે. આમ ત્રણવાર કરવું. ૩

'ૐ विमलाय विमलचित्ताय झ्वीं क्ष्वीं स्वाहा' આ પ્રકારે મંત્રનો પાઠ કરતાં ડાબો હાથ હૃદય ઉપર મૂકવાથી હૃદયશુદ્ધિ થાય છે, આમ ત્રણવાર કરવું. ૪

'ૐ अमलविमले सर्वतीर्थजले पः पां पां वां वां अशुचिशुचिर्भवामि स्वाहा' આ પ્રકારનો મંત્ર જપતાં બે હાથ જોડીને પાંચ અંગે સ્નાનનું ચિંતન કરવું. આથી સ્નાન થાય છે. આમ ત્રણ વાર કરવું. ૫

એક બીજા હાથ સાથે ભુજાના મધ્ય ભાગમાં સ્પર્શ કરવા પૂર્વક 'ૐ विद्युत्स्फुलिंगे महाविद्ये सर्वकल्मषं दह दह स्वाहा'—આ પ્રકારનો મંત્ર બોલવાથી કલ્મષ-પાપનું દહન થાય છે, તે કલ્મષદહન કહેવાય છે. આમ ત્રણવાર કરવું. ૬

'ૐ ૐ नमः' આ પ્રકારના મંત્ર વડે ઢાંકેલા દેવમંદિરમાં ત્રણવખત વાસક્ષેપ કરવો. તે પછી આવરણ દૂર કરવું. તે પછી પાંચ મણિ ઉપર પંચ પરમેષ્ઠિની સ્થાપના એકવાર કરવી. આ પછી બધે એકએક વારની જ વિધિ કરવી. ૭

ૐ પૂર્વક પાંચે પીઠો વડે स्वाहा ના સ્થાને અન્તમાં नमः બોલીને કપૂર વગેરેથી પૂજા કરવી. પૂજા સમયે नमः અને જાપ વખતે स्वाहा બોલાય છે; એવું વચન છે, આ પ્રકારે દેવતાવસર પૂજા થાય છે. ૮

વચ્ચેના મણિ જે અરિહંતસ્વરૂપ હોય છે, તેના ઉપર आं क्रों ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! अत्र समवसरणस्थसहस्रपत्रकनककमले एह्येहि संवौषट्—આ પ્રકારના મંત્ર વડે આવહન મુદ્રાથી ગૌતમસ્વામીનું હૃદયકમળની અન્દરની નાડીના માર્ગથી આકર્ષણ

કરીને બ્રહ્મરંધ્ર સુધી લઈ જઈ જ્યોતિસ્વરૂપે આવાહન કરવું, તેથી આવાહન થાય છે.

અહીં સાત હાથ ઊંચા, સુવર્ણ જેવા રંગવાળા, સિંહાસન છત્ર અને ચામર વગેરે પરિકરોથી લક્ષ્મીવાળા, પ્રવચનમુદ્રામાં બેઠેલા શ્રીગૌતમસ્વામીને સાક્ષાત્ આવેલા કલ્પવા, એવો ગુરુઆમ્નાય છે આગળ પણ જ્યાં આવાહન હોય ત્યાં હૃદયકમળમાંથી લાવવા પૂર્વકની વિધિ પૂર્વે કહેલી પદ્ધતિ મુજબ જ કરવી ધારેલા દેવના સ્વરૂપનું ધ્યાન કરવું ૯

'आ क्रो ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! अत्र समवसरणस्थसहस्रपत्रकनककमले तिष्ठ तिष्ठ ठ ठ' આ પ્રકારના મંત્રવડે સ્થાપનીમુદ્રાથી સ્થાપના કરવી ૧૦

સંનિધાની મુદ્રાથી 'आ क्रो ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! मम संनिहितो भव वषट्' આ પ્રકારના મંત્રથી સંનિધાન કરવું ૧૧

સંનિરોધની મુદ્રાથી 'आ क्रों ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! पूजान्तं यावदत्रैव स्थातव्यम्' આ પ્રકારે સંનિરોધ કરવો. ૧૨

અવગુંઠન મુદ્રાથી आ क्रों ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! परेषामदीक्षितानामदृश्यो भव' આ મંત્ર વડે અવગુંઠન કરવું ૧૩

વિઘ્નના નાશ માટે ऋ ॠ ऌ ॡ ને છોડીને બાર સ્વરો વડે છ યે દિશાની પ્રત્યેક દિશાને છોટિકા કરવી અંગુઠાથી તર્જનીને ઉપાડી લઈ છોટિકા દેવી, આ પ્રકારનો આમ્નાય છે ૧૪

નીચા મુખ પૂર્વક ધેનુમુદ્રા વડે અમૃત ઝરાવતા શ્રીગૌતમસ્વામીને સજીવન કરવા રૂપ અમૃતીકરણ કરવું ૧૫

'आ क्रों ह्रीं श्रीं भगवन् गौतम! सर्वलब्धिसंपन्न! गन्धादीन् गृहण गृहण नम' આ પ્રકારના મંત્ર વડે પૂજાગ્રહણ કરાવવી

બધા સૂરિમંત્રના અધિષ્ઠાયકોને આવાહનથી લઈને પૂજાગ્રહણ પર્યંતના આઠ અધિકારોની વિધિ કરવી, તે આ પ્રકારે છે —

'आ क्रों ह्रीं श्रीं सर्वेऽपि सूरिमन्त्राधिष्ठायका अत्रागच्छन्तु संवौषट्' આ પ્રકારના મંત્ર વડે આવાહની મુદ્રાથી અગાઉ કહ્યા મુજબ જ હૃદય કમળમાંથી આવાહન કરવુ ૧

'आ क्रों ह्रीं श्रीं सर्वेऽपि सूरिमन्त्राधिष्ठायका अत्र तिष्ठन्तु ठ ठ' આ પ્રકારના મંત્ર વડે સ્થાપના મુદ્રાથી સ્થાપના કરવી ૨

'आ क्रों ह्रीं श्रीं सर्वेऽपि सूरिमन्त्राधिष्ठायका मम संनिहिता भवन्तु वषट्' આ પ્રકારના મંત્રથી સંનિધાની મુદ્રા વડે સંનિધાન કરવુ ૩

'आ क्रों ह्रीं श्रीं सर्वेऽपि सूरिमन्त्राधिष्ठायका पूजान्तं यावदत्रैव स्थातव्यम्' આ પ્રકારના મંત્રથી સંનિરોધિની મુદ્રા વડે સંનિરોધ કરવો ૪

'आं क्रों ह्रीं श्रीं सर्वेऽपि सूरिमन्त्राधिष्ठायका परेषामदृश्या भवन्तु' આ પ્રકારના મંત્ર પૂર્વક અવગુંઠન મુદ્રા વડે અવગુંઠન કરવું. ૫

છોટિકા પહેલાની માફક જ કરવી. ૬

નીચા મુખપૂર્વક ધેનુમુદ્રાથી અમૃત ઝરાવતાં અધિષ્ઠાયક દેવોને સજીવન કરવા રૂપ અમૃતીકરણ કરવું. ૭

તે પછી અધિષ્ઠાયકોનાં નામ લેવા પૂર્વક પૂજા ગ્રહણ કરાવવી. ૮ તે આ પ્રકારેઃ—

'आं क्रों ह्रीं श्रीं विद्यापीठप्रतिष्ठिता गौतमपदभक्ता देवी सरस्वती पूजां प्रतीच्छतु स्वाहा' આ પ્રકારનો મન્ત્ર અંજલિમુદ્રાપૂર્વક ઉચ્ચારણ કરીને પૂર્વ દિશાના મણિમાં વિદ્યાપીઠ પૂર્વક આદિમાં ૐ અને स्वाहा સ્થાનમાં અંતે नमः પૂર્વક વાસક્ષેપ નાખવો. ૧

'आं क्रों ह्रीं श्रीं विद्यापीठप्रतिष्ठिता मानुषोत्तरशिखरनिवासिनी सहस्रभुजा देवीत्रिभुवनस्वामिनी पूजां प्रतीच्छतु स्वाहा' આ પ્રકારનો મંત્ર અંજલિમુદ્રા પૂર્વક ઉચ્ચારણ કરીને દક્ષિણ બાજુના મણિમાં ૐ પૂર્વક વિદ્યા થી स्वाहा સ્થાને છેવટે नमः પૂર્વક વાસક્ષેપ કરવો. ૨

आं क्रों ह्रीं श्रीं मन्त्रपीठप्रतिष्ठितः षोडशसहस्रयक्षस्वामी अतुलबलो विंशतिभुजो गणिपिटकयक्षराजः पूजां प्रतीच्छतु स्वाहा' આ પ્રકારનો મંત્ર અંજલિમુદ્રાપૂર્વક ઉચ્ચારીને પશ્ચિમ બાજુના મણિમાં મંત્રપીઠ વડે ૐ પૂર્વક અને स्वाहाના સ્થાને અંતે नमः બોલીને વાસક્ષેપ કરવો. ૩

'आं क्रों ह्रीं श्रीं उपविद्याप्रतिष्ठिता पद्महृदनिवासिनी चतुःषष्ठिसुरेन्द्रमनोमोहनी सर्वाङ्गभूषणधरा जया-विजया-जयन्ती-नन्दा-भद्रासमन्विता श्रीदेवी पूजां प्रतीच्छतु स्वाहा' આ પ્રકારનો મંત્ર અંજલિમુદ્રા પૂર્વક ઉચ્ચારી ઉત્તર બાજુના મણિમાં ઉપવિદ્યા અને ૐ પૂર્વક स्वाहा સ્થાને અંતે नमो બોલીને વાસક્ષેપ કરવો. અહીં એવો આમ્નાય છે કે—સુવર્ણના અલંકારોથી વિભૂષિત આગળની શ્રેણીમાં રહેલાં નવ નિધાનો વાળી શ્રીદેવીનું ધ્યાન કરવું. આથી પોતાને તેમજ બીજાને પણ લક્ષ્મી મળે છે.

आं क्रों ह्रीं श्रीं मन्त्रराजप्रतिष्ठितो થી લઈને प्रतीच्छन्तु स्वाहा સુધીનો મંત્ર છે.

(આનો મંત્રનો અર્થઃ—आं क्रों ह्रीं श्रीं મંત્રરાજથી પ્રતિષ્ઠિત, હાથમાં વજ્રવાળો, ઐરાવણ હાથીના વાહનવાળો, સૌધર્મકલ્પનો ઇંદ્ર શક્ર, હાથમાં ત્રિશૂળ ધારણ કરનાર, વૃષભના વાહનવાળો ઈશાન કલ્પનો ઇન્દ્ર ઈશાન, હાથમાં ચક્રવાળો સનત્કુમારનો ઇંદ્ર શ્રમણ, માહેન્દ્ર કલ્પનો સ્વામી મહેન્દ્ર, અનેક શસ્ત્રવાળો બ્રહ્મલોકનો ઇંદ્ર સૌમનસ, છઠ્ઠા, સાતમા અને આઠમા કલ્પના ઇંદ્રો નામે લાંતક, મહાશુક્ર અને સહસ્રાર, આનત અને પ્રાણત કલ્પનો સ્વામી પ્રાણતેન્દ્ર, આરણ અને અચ્યુત કલ્પનો સ્વામી અચ્યુતેન્દ્ર—આ પ્રકારે દશ વૈમાનિક ઇંદ્રો.

અસુર કુમારના ઇંદ્રો ચમર અને બલી, નાગકુમારનો ઇંદ્ર આઠ કુળના નાગરાજા, હજાર ફણોવાળા ધરણેન્દ્ર અને ભૂતાનંદ, વિદ્યુતકુમારના ઇંદ્રો હરિકાંત અને હરિસ્સહ, સુપર્ણકુમારના ઇંદ્રો વેણુદેવ અને વેણુદારી, અગ્નિકુમારના ઇંદ્રો અગ્નિશિખા અને અગ્નિમાણવક, વાયુકુમારના ઇંદ્રો વેલંબન અને પ્રભંજન, સ્તનિતકુમારના ઇંદ્રો સુઘોષ અને મહાઘોષ, ઉદધિકુમારના ઇંદ્રો જલ અને પ્રભ, દ્વીપકુમારના ઇંદ્રો પૂર્ણ અને કષ્ટ, દિક્કુમારના ઇંદ્રો અમિતગતિ અને અમિતવાહન—આ પ્રકારે વીશ ભવનપતિના ઇંદ્રો.

પિશાચના ઇંદ્રો કાલ અને મહાકાલ, ભૂતના ઇંદ્રો સુરુપ અને પ્રતિરુપ, યક્ષના ઇંદ્રો પૂર્ણભદ્ર અને માણિભદ્ર, રાક્ષસના ઇંદ્રો ભીમ અને મહાભીમ, કિંનરના ઇંદ્રો કિંનર અને કિંપુરુષ, કિંપુરુષના ઇંદ્રો સત્પુરુષ અને મહાપુરુષ, મહોરગના ઇંદ્રો અતિકાય અને મહાકાય, ગંધર્વના ઇંદ્રો ગીતરતિ અને ગીતયશા.

અપ્રજ્ઞપ્તીના ઇંદ્રો સંનિહિત અને સમાન, પંચ પ્રજ્ઞપ્તિના ઇંદ્રો ધાતા અને વિધાતા, ઋષિવાદિતના ઇંદ્રો ઋષિ અને ઋષિપાલક, ભૂતવાદિત્રના ઇંદ્રો ઇશ્વર અને મહેશ્વર, કંદિતેન્દ્રના ઇંદ્રો સુવત્સ અને વિશાલ, મહાકંદિતના ઇંદ્રો હાસ અને હાસરતિ, કૂષ્માંડના ઇંદ્રો શ્વેત અને મહાશ્વેત, પવકના ઇંદ્રો પવક અને પવકપતિ-આ પ્રકારે બત્રીસ વ્યંતર ઇંદ્રો.

જ્યોતિષ્કના ઇંદ્રો ચન્દ્ર અને સૂર્ય એ પ્રકારે ૬૪ ઇંદ્રો તથા રોહિણી, પ્રજ્ઞપ્તી, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા, નરદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રા મહાજ્વાલા, માનવી, વૈરોટયા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી—આ પ્રકારે સોળ વિદ્યાદેવીઓ. જુઓ ચિત્ર ન. ૧ થી ૧૬

તથા ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, ઇશ્વર, તુમ્બુરુ, કુસુમ, માતંગ, વિજય, અજિત, બ્રહ્મ, ઇશ્વર, કુમાર, ષણ્મુખ, પાતાલ, કિંનર, ગરુડ, ગન્ધર્વ, યક્ષેન્દ્ર, કુબેર, વરુણ, ભૃકુટિ, ગોમેધ, પાર્શ્વ, માતંગ—આ પ્રકારે ચોવિશ શાસનયક્ષો. જુઓ ચિત્ર ન ૧૭થી ૪૦

તથા અપ્રતિચક્રા, અજિતબલા, દુરિતારિ, કાલી, મહાકાલી, અચ્યુતા, શાન્તા, ભૃકુટિ, સુતારા, અશોકા, માનવી, પ્રચંડા, વિદિતા, અંકુશા, કંદર્પા, નિર્વાણી, બલા, ધારિણી, વૈરોટયા, નરદત્તા, ગાંધારી, કૂષ્માંડી, પદ્માવતી, સિદ્ધાયિકા—આ પ્રકારે ચોવિશ શાસનદેવીઓ પૂજાને ગ્રહણ કરો સ્વાહા જુઓ ચિત્ર નં ૪૧ થી ૬૪

આ પ્રકારે અંજલિમુદ્રાપૂર્વક ઉચ્ચારણ કરીને મધ્યમાં રહેલા મણિ ઉપર ૐ પૂર્વક સ્વાહા સ્થાને અંતે નમો બોલીને મંત્રરાજ વડે વાસક્ષેપ કરવો.

વાસગ્રહણથી બધે કપૂર વગેરેનુ ગ્રહણ કરવું અહીં એવો આમ્નાય છે કે—ચાર ચાર પ્રકારે ઇંદ્રાદિને કલ્પીને ગૌતમસ્વામીની ચારે બાજુએ ચારે દિશામાં સ્થાપવા. આ બધો સંકલ્પનો વિલાસ છે એ પ્રકારે પૂજા ગ્રહણ કરાવવી.

સૌભાગ્યમુદ્રા, પરમેષ્ઠિમુદ્રા, પ્રવચનમુદ્રા, સુરભિમુદ્રા તેમજ અંજલિમુદ્રા વડે પ્રત્યેક પીઠમાં સૂરિમંત્રનો જાપ કરવો. અહીં એવો આમ્નાય છે કે—સૌભાગ્યમુદ્રામાં બધાં લબ્ધિપદો અને પીઠો ह्रीं પૂર્વક स्वाहा સુધીની પીઠો, પરમેષ્ઠિમુદ્રામાં ॐ પૂર્વક स्वाहा સુધીની પાંચે પીઠો, પ્રવચનમુદ્રામાં श्रीं પૂર્વક स्वाहा સુધીની પાંચે પીઠો, સુરભિમુદ્રા અને અંજલિમુદ્રામાં બરાબર રીતે શ્રીઅભયદેવસૂરિથી લઈને ક્રમશઃ આવેલા ૨૨૯ જેટલા અક્ષરોવાળો ગુરુએ આપેલો મંત્ર જપવો. તે પછી સંપૂર્ણ મંત્રનો અથવા મંત્રરાજનો ૧૦૮ વાર જાપ કરવો.

આ પ્રકારે પૂજાઆહ્વણ પ્રક્રિયા પૂર્વક ૧૬મો જાપનો અધિકાર પૂરો થયો.

આ પછી અસ્ત્રમુદ્રાવડે આસનને જરા ચલાવવાથી ક્ષોભણ થાય છે. ૧૭

ॐ પૂર્વક આજ્ઞારહિત, ક્રિયાશૂન્ય કે મંત્ર વિનાનું જે કંઈપણ કરાયું હોય તે બધાં-ની હે દેવ! પરમેશ્વર તમે ક્ષમા કરશો.

આ પ્રકારે ક્ષામણ શ્લોકના પાઠ પૂર્વક 'ॐ ह्रीं नमोऽस्तु भगवन् गौतम! सर्वलब्धि-संपन्न! पुनरागमनाय स्वस्थानं गच्छ गच्छ' આ પ્રકારનાં મંત્ર વડે વિસર્જનમુદ્રાથી વિસર્જન કરીને બ્રહ્મદ્વારથી હૃદયકમલમાં પાછા લાવવા. બ્રહ્મરંધ્રથી અંદરની નાડીના માર્ગે અસ્ત્ર-મુદ્રાથી ક્ષોભણ કરીને, ॐ પૂર્વક આજ્ઞારહિત, ક્રિયાશૂન્ય કે મંત્રવિનાનું જે કંઈપણ કરાયું હોય તે બધું હે દેવ! પરમેશ્વરો ક્ષમા કરશો.

આ પ્રકારે બોલીને ॐ ह्रीं सर्वेऽपि सूरिमंत्राधिष्ठायकाः पुनरागमनाय स्वस्थानं गच्छन्तु यः આ પ્રકારે વિસર્જનમુદ્રાથી વિસર્જન કરી બ્રહ્મરંધ્ર વડે આન્તર્નાડીથી હૃદયકમલમાં તે જ પ્રકારે દિશાઓના સ્થિતભાગ કરીને ચાર પ્રકારે કલ્પી પાછા લાવવા. એનાથી ક્ષોભણ, ક્ષામણ અને વિસર્જન સિદ્ધ થાય છે. રુદ્રપલ્લીય ગચ્છવાળા અહીં सूरिमंत्राधिष्ठायकारा-धनार्थं करेमिकाउसग्गं એમ બોલીને सागरवरगंभीरा સુધી ચાર લોગસ્સનો કાઉસગ્ગ કર-વાનું માને છે. આ પ્રકારે ૧૯ અધિકારો પૂરા થયા.

જાપની પૂર્ણાહુતિ થતાં વિસર્જન ન કર્યું હોય તો પણ અથવા વિસર્જન કર્યા પછી સ્તુતિપાઠ કરવો. સ્તુતિ આ પ્રકારે છેઃ—पढमपए सुपइट्ठा विद्याए सूरिणो गुणनिहिस्स ઈત્યાદિ સ્તુતિ સૂરિમંત્રકલ્પથી જાણવી.

આ પ્રકારે સૂરિમંત્રાધિષ્ઠાયક સ્તવન પૂરું થયું અને આ પ્રકારે સ્તુતિપાઠનું ૨૦મું દ્વાર પૂરું થયું. તેમજ આ પ્રકારે વિસ્તારથી દેવતાવસર વિધિ વક્તવ્યતા નામનો અધિકાર આઠ-મો પૂરો થયો.

સંક્ષિપ્ત દેવતાવસર વિધિવક્તવ્યતા અધિકાર કહે છે, તે આ પ્રમાણે છેઃ—

થોડા પાણીથી પવિત્ર થઈ, શુદ્ધ, સાદાં વસ્ત્રો પહેરી, ઇર્યાપથિકી પ્રતિક્રમી, પૂર્વ દિશા તરફ મુખ રાખી પદ્માસને બેસીને આગળ રહેલી દેવમંદિરની ઝોળીને ધરી રાખી ક્ષિપ ૐ સ્વાહા આ અક્ષરોથી સકલીકરણ ત્રણવાર કરવું.

'ૐ नमो अरिहंताणं उदरं रक्ष, ૐ नमो सिद्धाणं ललाटं रक्ष, ૐ नमो आयरियाणं शिर्षं रक्ष, ૐ नमो उवज्झायाणं कवचं रक्ष, ૐ नमो लोए सव्वसाहूणं शस्त्रं रक्ष'—આ પ્રકારના મંત્રથી એ હાથવડે તે તે અંગે સ્પર્શ કરવા વડે આત્મરક્ષા કરવી.

'ૐ नमो अरिहंताणं, ૐ नमो सिद्धाणं, ૐ नमो आयरियाणं, ૐ नमो उवज्झायाणं, ૐ नमो लोए सव्वसाहूणं ૐ नमो आगासगामीणं, ૐ नमो चारणलद्धीणं, ૐ ह्‌ क्षः नमः अशुचिःशुचिर्भवामि स्वाहा' આ પ્રકારના મંત્રવડે સ્નાન કરીને દેવમન્દિરના આવરણને દૂર કરી પાંચ પરમેષ્ઠિનું મદન કરવું.

પહેલાં વાસ(ક્ષેપ)વડે ભૂમિપૂજા કરીને ૐ પૂર્વક સ્વાહા સ્થાને અન્તે નમઃ પૂર્વક વિદ્યાપીઠવડે અધિષ્ઠિત કરાયેલી સરસ્વતીવાળા પૂર્વમણિ ઉપર વાસક્ષેપ કરવો.

ૐ પૂર્વક સ્વાહા સ્થાને અન્તે નમઃ રાખીને વિદ્યાથી અધિષ્ઠિત ત્રિભુવનસ્વામિની દેવીને દક્ષિણ બાજુના મણિ ઉપર વાસક્ષેપ કરવો.

ૐ પૂર્વક સ્વાહા સ્થાને અન્તે નમઃ રાખીને મંત્રપીઠથી અધિષ્ઠિત ગણિપિટક યક્ષરાજને પશ્ચિમ તરફના મણિ ઉપર વાસક્ષેપ કરવો.

ૐ પૂર્વક સ્વાહા સ્થાને અન્તે નમઃ રાખીને ઉપવિદ્યાથી અધિષ્ઠિત શ્રીદેવીને ઉત્તર તરફના મણિ ઉપર વાસક્ષેપ કરવો.

ૐ પૂર્વક સ્વાહા સ્થાને અન્તે નમઃ રાખીને મંત્રરાજથી અધિષ્ઠિત ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો અને ૨૪ યક્ષિણીઓને અરિહંતસ્વરૂપ મધ્યમણિ ઉપર વાસક્ષેપ કરવો.

સૌભાગ્ય માટે સૌભાગ્યમુદ્રાથી, અધિષ્ઠાયક દેવોને સજીવન કરવા માટે સુરભિમુદ્રાવડે, કર્મક્ષય માટે પરમેષ્ઠિમુદ્રાવડે, નાના ઉપદ્રવોની શાંતિ માટે ગરુડમુદ્રાવડે, શત્રુના ક્ષય માટે ચક્રમુદ્રાવડે એકએકવાર સમગ્ર મંત્રનું સ્મરણ કરવું.વળી સૌભાગ્યમુદ્રામાં હ્રીં પૂર્વક પીઠનુ સ્મરણ કરવું. બાકીની ચાર મુદ્રાઓમાં ૐ પૂર્વક બધી પીઠોનું સ્મરણ કરવું એટલો ભેદ છે.

સમગ્ર મત્રનું ૧૦૮ વાર અથવા ૫૪ વાર કે ૩૬ વાર સમાધિપૂર્વક સ્મરણ કરવું. મનની સ્થિરતા માટે મસ્તકમા, હૃદયમાં, નાભિમાં બાર કમલનુ ધ્યાન કરીને કમળના પત્રે પત્રે એક એક લબ્ધિપદનું ચિંતવન કરવું. સ્મરણ કરતાં અક્ષર શુદ્ધિ, અક્ષરસંખ્યા, પીઠોની આરાધનાવિધિ અને અધિષ્ઠાયકોનું સ્મરણ કરવું. ગુરુનો ઉપદેશ ભૂલી જઈ પોપટની માફક પાઠ ન કરવો.

આ પ્રકારે સંક્ષિપ્ત દેવતાવસર વકતવ્યના નામનો નવમો અધિકાર પૂરો થયો.

મહિમા વક્તવ્યતા કહે છે:—

આ સૂરિમંત્ર શ્રીવીરભગવાને ગૌતમસ્વામીને ૨૧૦૦૦ શ્લોક પ્રમાણ આપ્યો હતો. તેમણે તે ૩૨ શ્લોક પ્રમાણ કર્યો. કાળે કરીને ક્ષય થતાં દુ:પ્રસહસૂરિ સુધી આઠ શ્લોક પ્રમાણનો થશે. આજ્ઞા ભંગના પ્રસંગથી પુસ્તકમાં લખાયો નથી. અત્યારે જેટલા પ્રમાણનો છે, તેટલો બધાને લગ્નવેળામાં આપતાં ઇષ્ટ લગ્નાંશ જતું રહે છે. તેથી લગ્નથી પહેલાં પણ ચાર પીઠો આપવી. ઇષ્ટ લગ્નાંશમાં ચાર પીઠવાળા ભગવાન મંત્રરાજનાં પદો આપવાં એ પ્રમાણે ગુરુઓએ કહ્યું છે. આના પ્રત્યેક અક્ષરનું વિવરણ અત્યારે કોઇપણ જાણતું નથી. ગુરુમુખથી મેળવેલા કેટલાક આમ્નાયો આ કલ્પમાં લખ્યા છે. આના આરાધક આચાર્યે સૂતકવાળાનું ભોજન, મૃત્યુપામેલાનું ભોજન, રજસ્વલા સ્ત્રીએ અડકેલું ભોજન, મદ્ય અને માંસને ખાનારાનું ભોજન ન ખાવું. બીજા સાધુઓના એઠા પાણીના બિંદુનો સ્પર્શ થતાં તેમને ભોજન ખપતું નથી. એક ગચ્છનો આચાર્ય તે ગચ્છના આચાર્યને જમતાં અડે તો દોષ નથી. બીજે સ્થળે દોષ ગણાય છે.

**આ પ્રકારે મહિમા વક્તવ્યતા નામનો દશમો અધિકાર પૂરો થયો.**

**શ્રી મલધારિ ગચ્છ સૂરિમંત્રકલ્પ સૂર્ય–ચંદ્ર રહે ત્યાં સુધી રહો.**

પહેલા લબ્ધિપદમાં અક્ષર ૫, બીજામાં અક્ષર ૭, ત્રીજામાં ૯, ચોથામાં ૯, પાંચમામાં ૮, છઠ્ઠામાં ૧૧, સાતમામાં ૯, આઠમામાં ૧૦, નવમામાં ૮, દશમામાં ૮, અગિયારમામાં ૭ અને બારમામાં ૭ અક્ષરો છે.

'जमियं पउंजामि सा मे विज्जा पसिज्झउ स्वाहा' આ મંત્રમાં ૧૭ અક્ષરો છે.

એ જ પ્રકારે પ્રથમ પીઠમાં ૧૧૫ અક્ષર, બીજી પીઠમાં ૩૫ અક્ષરો છે.

किरि किरि कालि માં ૭ અક્ષર, रि માં ૬ અક્ષર, सि માં ૬ અક્ષર, हि માં ૬ અક્ષર, महा માં ૬ અક્ષરો—આ પ્રકારે ત્રીજી પીઠમાં ૩૧ અક્ષરો છે.

ॐ कि માં ૫ અક્ષર, पि માં ૪, सि માં ૪, हि માં ૪, इरिया માં ૬ અક્ષરો—આ પ્રકારે ચોથી પીઠમાં ૨૩ અક્ષરો છે.

ॐ कि માં ૫ અક્ષર, पि માં ૪, सि માં ૪, हि માં ૪, आयरियमां ૮ અક્ષરો—આ પ્રકારે પાંચમીપીઠમાં ૨૫ અક્ષરો છે. આ પ્રકારે (પાંચેપીઠમાં–૧૭+૧૧૫+૩૫+૩૧+૨૩+૮=) ૨૨૯ અક્ષરો છે.

વળી ૧૧૫, ૩૫, ૩૧, ૨૩, ૨૫ (૧૭+૮=૨૫)=આ પ્રકારે શુદ્ધ મંત્રનો પાઠ કરનારને–સ્મરણ કરનારને બધા પ્રકારની સિદ્ધિ મળે છે.

આ પ્રકારે ઉપનિષદ્–રહસ્યરૂપ અક્ષર શુદ્ધિની સંખ્યાવાળા મંત્રનું આચાર્યે સ્મરણ કરવું.

આ પ્રકારે સૂરિમન્ત્રનો વિચાર પૂરો થયો.
આ કૃતિ મલધારિ શ્રી રાજશેખરસૂરિની છે.

સૂરિમન્ત્ર મધ્યગત આમ્નાય —

શક્તિશાળી સૂર્યના આકારવાળા, હમેશાં સુંદર, કપાળમાં નાના (દ્વિતીયાના) ચન્દ્રની લેખા વાળા એવા હ્રીંકારનુ યોગીએ સ્મરણુ કરવું જોઈએ ૐ હ્રૌં મૈં ઈં શ્રીં સૌં ક્લીં પૂર્વક લક્ષ્મી અને સરસ્વતીયુક્ત દેવીએ આપેલા અને બાલ ચંદ્રમાના તેમજ સૂરિના છઠ્ઠા બીજરૂપ આ હ્રીં કાર છે તે વિપુલરાજ બુદ્ધિ અને પુષ્ટિ આપે છે.

ગોરુચંદન, મણુશિલિયો પત્થર, ઊંચા પ્રકારનુ કુંકમ, તમાલના પાદડાં—આ ચાર ઔષધિઓને સરખે ભાગે લઈ, રૂપવતી, કુલીન, અચુંબિત, ઉત્તર દિશામા મુખ રાખી બેઠેલી એવી કન્યા પાસે પુષ્યાર્કમા પીસાવવા. તે ચૂર્ણ પુષ્યાર્કમા ઉપવાસ કરીને કે આયબિલ કરીને ભોજનની પહેલા જ ૧૦૮ વાર મંત્રના જાપથી આચાર્યે મંતરવું તે મત્ર આ પ્રકારે છે —

ॐ नमो जिणाण, नमो पण्णसमणाणं नमो वेसवणस्स, नमो रयणचूडाए, नमो पुण्णभद्दमाणिभद्दाणं, नमो सव्वाणुभूइण रयणुत्तरपुप्फचूलाण, नमो अट्ठण्हवाईण सिद्धि-संति-पुट्ठि-सिद्धाणुमय सिद्धणुवयाणं, आइक्कमणिज्ज स्वाहा"—આ મત્રમા ૯૨ અક્ષરો છે મંત્રેલા તે ચૂર્ણની ગુટીઓ બનાવવી તે ગુટીઓથી ઉપવાસ કરીને દિવસમા કે ચંદ્રકળાના દિવસે ડાબા હાથની અનામિકા વડે નીચા મુખે કપાલમા તિલક કરવું આથી મનુષ્ય, સ્ત્રી, રાષ્ટ્ર બધુ પોતાને આધીન થાય છે ત્યા સુધીની વિશેષતા છે કે તેના અવાજને પણ કોઈ ઓળગતું નથી.

આ પ્રકારે સૂરિમંત્રમાં રહેલો આમ્નાય પૂરો થયો.

લબ્ધિફળ પ્રકાશક કલ્પ કહે છે.—

૧, ॐ नमो अरिहंताण नमो जिणाणं ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्र अप्रतिचक्रे फट विचकाय स्वाहा' ॐ ह्रीं अर्हं अ सि आ उ सा ह्रौं ह्रूँ स्वाहा આ બધુ પ્રયોજવુ આના જાપથી શૂળની શાંતિ થાય છે ૧.

૨, ॐ नमो अरिहंताणं नमो जिणाणं ह्रीं પૂર્વક ૧૦૮ પુષ્પ વડે જાપ કરવાથી તાવ હઠે છે ૨.

૩, णमो परमोहि जिणाण ह्रां—આના જાપથી માથાનો રોગ નાશ પામે છે ૩

૪, णमो सव्वोहि जिणाण ह्रा—આના જાપથી આખનો રોગ નાશ પામે છે ૪.

૫, णमो अणंतोहिजिणाण—આના જાપથી કાનનો રોગ નાશ પામે છે ૫

૬, णमो कुट्ठबुद्धीण—આના જાપથી શૂલ, ગુમડા અને પેટનો રોગ નાશ પામે છે ૬.

૭, णमो बीजबुद्धीण—આના જાપથી શ્વાસ અને હેડકી નાશ પામે છે, ૭

૮, णमो पदाणुसारीण—આના જાપથી બીજાની સાથે કલહ નાશ પામે છે ૮.

૯, णमो संभिन्नसोयाणं-આના જાપથી ઉધરસ મટે છે ૯

૧૦, णमो पत्तेयबुद्धाणं–આના જાપથી (વિવાદમાં) સામાની વિદ્યા હણાય છે. ૧૦.
૧૧, नमो सयंसंबुद्धाणं–આના જાપથી કવિત્વ અને પાંડિત્ય પ્રાપ્ત થાય છે. ૧૧.
૧૨, णमो बोहिबुद्धाणं–આના જાપથી બીજાએ મેળવેલી વિદ્યા એકઠી થાય છે. ૫૨ દિવસ સુધી આનો જાપ કરવો. ૧૨.
૧૩, नमो उज्जुमईणं–આના જાપથી શાંતિ મળે છે આનો ૨૪ દિવસ સુધી જાપ કરવો. ૧૩.
૧૪, णमो विउलमईणं–આના જાપથી બહુશ્રુતપણું મળે છે. મીઠું અને ખટાશ વિનાનું ભોજન કરવું. ૧૪.
૧૫, णमो चउदसपुव्वीणं–આના જાપથી સમગ્ર અંગ શ્રુતનો જાણકાર બને છે. ૧૫.
૧૬, णमो चउदसपुव्वीणं–આનો ૧૦૮ વાર જાપ કરવાથી પોતાના તેમજ બીજાના સિદ્ધાંતનો જાણકાર બને છે. ૧૬.
૧૭, णमो अट्ठंगनिमित्तकुसलाणं–આના જાપથી જીવન અને મરણ કાળને જાણે છે. ૧૭.
૧૮, णमो विउव्वणलद्धिपत्ताणं–આના જાપથી ઈચ્છિત વસ્તુઓ પ્રાપ્ત થાય છે. આનો ૨૮ દિવસ સુધી જાપ કરવો. ૧૮
૧૯, णमो विज्जाहराणं–આના જાપથી ઊંચે કે દૂર દેશ સુધી આકાશમાં જઈ શકે છે. ૧૯
૨૦, णमो चारणाणं–આના જાપથી ચિંતા (ચિંતવેલી) મૂઠીમાંના પદાર્થનું સ્વરૂપ જાણી શકે છે. ૨૦.
૨૧, णमो पण्हसमणाणं–આના જાપથી આયુષ્યનો અંત જાણી શકે છે. ૨૧.
૨૨, णमो आकासगामीणं–આના જાપથી આકાશમાં એક યોજનમાત્ર (બીજાને) મોકલી શકે છે. ૨૨.
૨૩, णमो आसीविसाणं–આના જાપથી દ્વેષનો નાશ થાય છે. તે પાર્શ્વનાથના અષ્ટક મંત્રથી થાય. ૨૩.
૨૪, णमो दिट्ठिविसाणं–આના જાપથી સ્થાવર અને જંગમ એવા કૃત્રિમ વિષનો નાશ થાય છે. ૨૪.
૨૫, णमो उग्गतवाणं–આના જાપથી વાણીનું સ્તંભન થાય છે. ૨૫.
૨૬, णमो दित्ततवाणं–આનો રવિવારથી લઈ ત્રણ દિવસ સુધી મધ્યાહ્ને જાપ કરવાથી સૈન્ય રોકાઈ જાય છે. ૨૬.
૨૭, नमो तत्ततवाणं–આના જાપથી મન્તરેલું પાણી પીએ તો અગ્નિ રોકાય છે. ૨૭.
૨૮, णमो महातवाणं–આના જાપથી પાણી રોકાય છે. ૨૮.
૨૯, णमो घोरतवाणं–આના જાપથી વિષ, સાપના મોંનું ઝેર, વગેરે રોગો નાશ પામે છે. ૨૯.
૩૦, णमो घोरगुणाणं–આના જાપથી કરોલિયો અને ગર્ભની પીડા વગેરે નાશ પામે છે. ૩૦.

३१, णमो घोरगुणाण परक्कमाणं-આના જાપથી હિંસક પશુઓનો ભય દૂર થાય છે. ૩૧.
૩૨, णमो घोरगुणब्रह्मचारीणं-આના જાપથી બ્રહ્મરાક્ષસો નાશ પામે છે. ૩૨.
૩૩
૩૪, णमो आमोसहिपत्ताणं-આના જાપથી સમગ્ર દેવોનું અપહરણ થાય છે. ૩૪.
૩૫, णमो जल्लोसहिपत्ताणं-આના જાપથી મરકી, તિરસ્કાર, ચિત્તની વ્યાકુલતાનો નાશ થાય છે. ૩૫.
૩૬, णमो विप्पोसहिपत्ताणं-આના જાપથી હાથીનો મરકી રોગ શમે છે. ૩૬.
૩૭, णमो सव्वोसहिपत्ताणं-આના જાપથી મનુષ્યનો મરકી રોગ નાશ પામે છે. ૩૭.
૩૮, णमो मणबलीणं-આના જાપથી અશ્વનો મરકી રોગ શમે છે. ૩૮.
૩૯, णमो वचोबलीणं-આના જાપથી બકરીનો મરકી રોગ શમે છે. ૩૯.
૪૦, णमो कायबलीणं-આના જાપથી ગાયનો મરકી રોગ શમે છે. ૪૦.
૪૧, णमो अमीयासवीणं-આના જાપથી સમગ્ર ઉપદ્રવો શમે છે. ૪૧.
૪૨, णमो सप्पिसवीणं-આના જાપથી એક દિવસનો, બે દિવસનો, ત્રણ દિવસનો, ચાર દિવસનો, પદર દિવસનો, મહિનાનો કે વર્ષનો વાયુ વગેરેનો સમગ્ર તાવ નાશ પામે છે. ૪૨.
૪૩, णमो खीरासवीणं-ગાયનુ દૂધ મંતરીને ૨૪ દિવસ સુધી પીએ તો ક્ષય, ખાંસી, ગંડમાળ વગેરે રોગો નાશ પામે છે. ૪૩.
૪૪, णमो अक्खीणमहाणसम्-આના જાપથી આકર્ષણ થાય છે. ૪૪.
૪૫, णमो लोए सव्वसिद्धायदयाणं-આના જાપથી રાજપુરુષો વગેરે વશમાં થાય છે. ૪૫.
૪૬, ॐ नमो भगवदो महई महावीर वड्ढमाण बुद्धिरिसीणं-આ જાપથી અવસ્થા થતાં ચિત્તને શાંતિ મળે છે. ૪૬.

આ પ્રકારે લબ્ધિપદોનાં ફળ પ્રગટ કરનારો કલ્પ પૂરો થયો.

"ॐ नमो सामण्णकेवलीणं" આ લબ્ધિપદનુ ફળ કહે છેઃ—

ॐ नमो सामण्णकेवलीणं स्वाहा—આ લબ્ધિ પદનો લાલ રંગના ધ્યાન વડે, પદ્માસને બેસીને, પરવાળાની માળાથી ૧૦૦૮ વાર રાત્રે જાપ કરવો. જાપ કર્યા પછી કોઈની સાથે બોલવું નહિ. સામાન્ય અટકાવ પણ ન કરવો. જે કાંઈ સંદિગ્ધ અર્થને મનમાં રાખી, પવિત્ર બની, સાદાં વસ્ત્રો પહેરી, બિછાને સૂતાં, તે અર્થનો નિશ્ચય સ્વપ્નમાં આવીને કોઈ કહે છે. અથવા કોઈ પુરુષ કાંઈપણ અર્થની યાચના કરતાં ન આપે ત્યારે તેને અનુકૂળ કરવાને આ લબ્ધિપદ ૧૦૦૮વાર પવિત્ર થઇ, મૌનપણે લાલરંગના ધ્યાનથી પદ્માસને

પ્ન આવે છે અને તેથી ઇષ્ટવસ્તુ મળે છે. જે કંઇ વિચારાય છે તેનો ઉપદેશ મળે છે એવું રહસ્ય છે.

**પ્રણવમંત્રના સ્મરણનું ફળ કહે છેઃ—**

જે કોઈ બે ભવાંની વચ્ચે લીલા મણિવર્ણના પ્રણવ-ॐ નું ૧૦૮ વાર, ૧૦૦૮ વાર કે તેથી વધુ સ્મરણ કરે તેને તરત લાભ મળે છે. પૂર્વ તરફ મુખ રાખી, સાદાં વસ્ત્રો પહેરી, પરવાળાની જાપમાળાથી લાલરંગના ધ્યાન વડે રાત્રે જો આ સંપૂર્ણ સૂરિમંત્રને ૧૦૮ વાર સ્મરે તો રાતદિવસના મધ્ય ભાગમાં કહેલો દેવ જાણે આકર્ષાયો હોય તેમ આવે છે.

**અંચલગચ્છીય સૂરિમંત્રનો આમ્નાય કહે છેઃ—**

ॐ ह्रीं नमः થી લઇને ॐ ह्रीं स्वाहा સુધી ૪૫+૪૨+૪૪=કુલ ૧૩૧ અક્ષરોનો વાચનાચાર્યમંત્ર છે. **પ્રવર્તિનીનો** પણ આ જ મન્ત્ર છે.

આ પ્રકારે અંચલગચ્છીય આમ્નાય પૂરો થયો.

નાંદીપદ ૫, તેમાંના અક્ષરો ૪૫, સાથે મન્ત્રાક્ષરોના અક્ષરો ૮૬ એ મેળવતાં કુલ ૧૩૧ થાય છે. કહ્યું છે કે—પાંચે નાંદીપદોમાં ૪૫ અક્ષરો છે. મન્ત્રાક્ષરોમાં ૮૬ છે—એમ કુલે મળીને બધા ૧૩૧ અક્ષરો છે.

**પ્રથમ પીઠ વડે લબ્ધિપદોની અક્ષરસંખ્યા કહે છેઃ—**

સૂરિમંત્રમાં સાત મેરુવાળી ચંદ્રવાચનામાં પાંચ પીઠો છે. તેમાં પહેલી પીઠમાં ૧૬ લબ્ધિપદો છે. તેમાં પહેલા પદમાં ૫ અક્ષર, બીજામાં ૭, ત્રીજામાં ૯, ચોથામાં ૮, પાંચમામાં ૯, છઠ્ઠામાં ૧૧, સાતમામાં ૬, આઠમામાં ૯, નવમામાં ૧૦, દશમામાં ૯, અગિયારમામાં ૭, બારમામાં ૧૦, તેરમામાં ૭, ચૌદમામાં ૭, પંદરમામાં ૧૫, સોળમામાં ૧૪—આ પ્રકારે બધાં લબ્ધિપદોમાં કુલે મળીને ૧૪૩ અક્ષરો છે. તે પછી एएसिं सव्वेसिं થી લઇને पसिज्झउ સુધી ૨૯ અક્ષરો છે. આ પ્રકારે પ્રથમ પીઠમાં કુલ ૧૭૨ અક્ષરો છે. અહીં કર્મના નિવારણ માટે લબ્ધિપદો અને પીઠો પરમેષ્ઠિમુદ્રા અથવા મુદ્રા વિના ॐ ह्रीं श्रीं રહિત કેવળ સ્મરવાં; એવો આમ્નાય છે, બીજાક્ષર ह्रीं રહિત લબ્ધિપદોની સંખ્યા કહી છે.

**આ પ્રકારે પ્રથમ પીઠ પૂરી થઇ.**

**બીજી પીઠમાં**—ॐ नमो भगवओથી લઇને विज्जा સુધી ૨૩ અક્ષરો છે. આ બાહુબલી વિદ્યા સ્વપ્ન માટે છે. તે પછી वग्गु वग्गुथी લઇને महुमहुरे સુધી ૨૨ અક્ષરો છે. આ સૌભાગ્ય વિદ્યા કહેવાય છે. તે પછી हिलि हिलि किलि किलि એમ આઠ અક્ષરો બીજે નહિ કહેલાં હોવા છતાં પોતાના ગુરુના કહેવાથી કહ્યાં છે. તે પછી इरि कालिथी લઇને आयरिय कालि સુધી ૩૦ અક્ષરો છે. આ પ્રકારે બીજી પીઠમાં બધા અક્ષરોની સંખ્યા ૯૩ છે.

**આ પ્રકારે બીજી મહાવિદ્યાપીઠ પૂરી થઇ**

તે પછી ત્રીજી ઉપવિદ્યાપીઠમાં—इरियाएथी લઇને कालि महाकालि સુધી ૩૫ અક્ષરો છે.

આ પ્રકારે ત્રીજી પીઠ પૂરી થઈ

ચોથી મંત્રપીઠ—તેમા इरि इरि कालिथी લઇને आयरिय आयरिय कालि સુધી ૪૬ અક્ષરો છે.

આ પ્રકારે ચોથી પીઠ પૂરી થઈ

પાંચમી મંત્રરાજ પીઠ—તેમા इरि मेरुथी લઇને ૩૦ અક્ષરો અને स्वाहाના ગણુતા ૩૨ અક્ષરો છે

આ રીતે સમગ્ર શ્રી સૂરિમત્રમા અક્ષર ૩૭૮ તેની શ્લોક સખ્યા ૧૧ અને ૨૬ અક્ષરો થાય છે

આ અપ્રકારે અંચલગચ્છમા શ્રી સૂરિમત્રનો આમ્નાય લાંબા સમય સુધી જય પામો.

હવે ઉપાધ્યાયમંત્રના અક્ષરો કહે છેઃ—

ॐ नमो अरिहंताणंथी લઇને सव्वसाहूणं સુધી ૩૮ અક્ષરો છે

ॐ नमो ओहिजिणाणंथी લઇને महइ महाविज्जा સુધી ૭૪ અક્ષરો છે

वीरे वीरेथी લઇને ॐ ह्रीं स्वाहा સુધી ૪૩ અક્ષરો છે

આ પ્રકારે ઉપાધ્યાય મત્ર છે મહત્તરાઓ માટે પણુ આ મત્ર છે. આના સમગ્ર અક્ષરો ૧૫૫ છે

પરમેષ્ઠિ પદમા ૩૮ અક્ષરો, નાદીપદમા ૭૪ અક્ષરો, વિદ્યા અક્ષરમા ૪૩ અક્ષરો બધા મળીને ૧૫૫ અક્ષરો છે

સૂરિમંત્રપટની આલેખન વિધિ કહે છેઃ—

સૂરિમત્રપટમા સાત કોઠા કરવા પહેલા કોઠામા ચોવિશ કોઠા છે, તેમા ચોવિશ જિનેશ્વરો મૂકવા

બીજા કોઠામા ૧૮ કોઠાઓ બનાવવા તેમા સોળ કોઠામા ૧૬ લબ્ધિ પદો મૂકવા સત્તરમા કોઠામા सा मे विज्जा पसिज्झउ स्वाहा મૂકવુ અઢારમા કોઠામા विज्जाण पीठं મૂકવુ આ પ્રકારે બીજા કોઠામા અઢારે કોઠાઓના મુખ્ય મત્રના બધા અક્ષરો ૧૯૦ विज्जाणं पीठ એ પ્રકારે પીઠનુ નામ છે

વળી ત્રીજા કોઠામા અગિયાર કોઠા બનાવવા તેમા પ્રથમમા ॐ श्री इन्द्रभूतये नम થી લઈ અગિયારે કોઠામા અગિયારે ગણુધરને નમસ્કાર આલેખવા

ચોથા કોઠામા ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्सथी લઇને आयरिय कालि स्वाहा સુધી મહાવિદ્યા પીઠ આલેખવી આ વલયમા નત્રાક્ષરના ૬૭ અક્ષરો છે અને महाविद्यापीठ એ પીઠનુ નામ છે

પાંચમા કોઠામાં ॐ इरियाए किरियाए થી લઈને कालि महाकालि स्वाहा સુધી ઉપવિદ્યા પીઠ આલેખવી. જાતિ પુષ્પો વડે ૧૨૦૦૦નો આ સારસ્વત મંત્રનો જાપ કરવો. આ કોઠામાં स्वाहा સુધીના મુખ્ય મંત્રના અક્ષરો ૩૮ જાણવા. તેમાં જે 'ઉપવિદ્યાપીઠ' છે, તે પીઠનું નામ છે. તેમાં જે જાપ વગેરે સૂચવ્યા છે તે કોઠાને પૂરવા માટે છે. અથવા મંત્રાક્ષરના સ્વરૂપને જણાવવા માટે છે; એમ જાણવું.

વળી છઠ્ઠા કોઠામાં ॐ इरि इरि कालि किरि किरि कालिથી લઈને आयरिय आयरिय कालि स्वाहा સુધીની મંત્રપીઠ આલેખવી. આ કોઠામાં મુખ્ય મંત્રના ૪૯ અક્ષરો છે. 'મન્ત્રપીઠ' એ પીઠનું નામ છે.

વળી સાતમા કોઠામાં ૧૦૦૦૦૦ જાપ કરવો. મુખ્ય મંત્રના ૩૩ અક્ષરો છે. તે પછી 'મન્ત્રરાજ' એમ પીઠનું નામ આલેખવું. તેમાં જાપનું પ્રમાણ કોઠાના ખાલી સ્થાનને પૂરવા અથવા જાપનું પ્રમાણ જાણવા માટે છે. વળી મધ્યમાં સિંહાસનના ઉપર કમલમાં બેઠેલી શ્રીગૌતમસ્વામીની મૂર્તિ આલેખવી. મૂર્તિની ઉપર બંને બાજુએ ॐ ह्रीं श्रीं આ પ્રકારે મંત્રરાજના ત્રણ અક્ષરો આલેખવા. ડાબી બાજુએ शिव शान्तितुष्टि[पु]ष्टिः कुरु कुरु स्वाहा આ પ્રકારના અક્ષરો આલેખવા. તેમજ મૂર્તિની ચારે બાજુએ ચારે દિશામાં ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો અને ૨૪ યાક્ષિણીઓને સ્થાપવા માટે ચારે ભાગે અંકો મૂકવા. જેમ ચારે દિશામાં સોળ, સોળ વાળો અંક લખાય તેમ મૂકવા. બધાં મળીને ૬૪. આ પ્રકારે બધે આલેખવું.

આ પ્રકારે આ સૂરિ મંત્ર પટ લખવાનો વિધિ પૂરો થયો.

**સૂરિ મંત્રના પટના આલેખનમાં અંચલગચ્છીય આમ્નાય કહે છેઃ—**

પાંચે પીઠમાં લખેલા બધા મંત્રાક્ષરોની સંખ્યા ૪૦૭ પ્રમાણની જાણવી. સાત મેરુવાળી ચંદ્રવાચનનામાં જે બધા અક્ષરોની સંખ્યાનું પ્રમાણ છે તે ૩૭૬ છે. તેમાં ॐ અને દરેક પીઠની અંતે स्वाहाના અક્ષરોની ગણતરી કરી નથી. તેનું કારણ ત્યાં સ્વયં કહેલું જ છે. આ પટમાં યોગ્ય સ્થાને ॐ અને દરેક પીઠની અતે स्वाहा ના અક્ષરોની ગણતરી કરતાં એટલો વધારો જાણવો. જ્યારે આ સૂરિમંત્ર પટમાં લખાય ત્યારે ૪૦૭ અક્ષર પ્રમાણનો લખવો. જ્યારે ચંદ્રવાચના પ્રમાણે લખવો હોય તો ૩૭૬ અક્ષરનો આલેખવો. આ પ્રકારનું રહસ્ય છે.

**શ્રી અંચલગચ્છમાં શ્રીસૂરિમંત્રપટલેખનનો આમ્નાયલાંબા કાળ સુધી જય પામો અને લક્ષ્મી કરો.**

તે પછી ત્રીજી ઉપવિદ્યાપીઠમાં—इरियाएथी લઇને कालि महाकालि સુધી ૩૫ અક્ષરો છે.

આ પ્રકારે ત્રીજી પીઠ પૂરી થઈ

ચોથી મંત્રપીઠ—તેમાં इरि इरि कालिथी લઇને आयरिय आयरिय कालि સુધી ૪૬ અક્ષરો છે.

આ પ્રકારે ચોથી પીઠ પૂરી થઈ

પાંચમી મંત્રરાજ પીઠ—તેમાં इरि मेरुથી લઇને ૩૦ અક્ષરો અને स्वाहाના ગણતાં ૩૨ અક્ષરો છે.

આ રીતે સમગ્ર શ્રી સૂરિમંત્રમાં અક્ષર ૩૭૮ તેની શ્લોક સંખ્યા ૧૧ અને ૨૬ અક્ષરો થાય છે.

આ અપ્રકારે અંચલગચ્છમાં શ્રી સૂરિમંત્રનો આમ્નાય લાંબા સમય સુધી જય પામો.

હવે ઉપાધ્યાયમંત્રના અક્ષરો કહે છે:—

ॐ नमो अरिहंताणंथी લઇને सव्वसाहूणं સુધી ૩૮ અક્ષરો છે.

ॐ नमो ओहिजिणाणंथी લઇને महइ महाविज्जा સુધી ૭૪ અક્ષરો છે.

वीरे वीरेथी લઇને ॐ ह्रीँ स्वाहा સુધી ૪૩ અક્ષરો છે.

આ પ્રકારે ઉપાધ્યાય મંત્ર છે. મહત્તરાઓ માટે પણ આ મંત્ર છે. આના સમગ્ર અક્ષરો ૧૫૫ છે.

પરમેષ્ઠિ પદમાં ૩૮ અક્ષરો, નાંદીપદમાં ૭૪ અક્ષરો, વિદ્યા અક્ષરમાં ૪૩ અક્ષરો બધાં મળીને ૧૫૫ અક્ષરો છે.

સૂરિમંત્રપટની આલેખન વિધિ કહે છે:—

સૂરિમંત્રપટમાં સાત કોઠા કરવા. પહેલા કોઠામાં ચોવિશ કોઠા છે, તેમાં ચોવિશ જિનેશ્વરો મૂકવા.

બીજા કોઠામાં ૧૮ કોઠાઓ બનાવવા. તેમાં સોળ કોઠામાં ૧૬ લબ્ધિ પદો મૂકવાં. સત્તરમા કોઠામાં सा मे विज्जा पसिज्झउ स्वाहा મૂકવું. અઢારમા કોઠામાં विज्जाणं पीठं મૂકવું. આ પ્રકારે બીજા કોઠામાં અઢારે કોઠાઓના મુખ્ય મંત્રના બધા અક્ષરો ૧૯૦ विज्जाणं पीठं એ પ્રકારે પીઠનું નામ છે.

વળી ત્રીજા કોઠામાં અગિયાર કોઠા બનાવવા. તેમાં પ્રથમમાં ॐ श्री इन्द्रभूतये नमः થી લઈ અગિયારે કોઠામાં અગિયારે ગણધરને નમસ્કાર આલેખવા.

ચોથા કોઠામાં ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्सथी લઇને आयरिय कालि स्वाहा સુધી મહાવિદ્યા પીઠ આલેખવી આ વલયમાં મંત્રાક્ષરના ૬૭ અક્ષરો છે. અને મહાવિદ્યાપીઠ એ પીઠનું નામ છે.

પાંચમા કોઠામાં ॐ इरियाए किरियाए થી લઈને कालि महाकालि स्वाहा સુધી ઉપવિદ્યા પીઠ આલેખવી. જાતિ પુષ્પો વડે ૧૨૦૦૦નો આ સારસ્વત મંત્રનો જાપ કરવો. આ કોઠામાં स्वाहा સુધીના મુખ્ય મંત્રના અક્ષરો ૩૮ જાણવા. તેમાં જે 'ઉપવિદ્યાપીઠ' છે, તે પીઠનું નામ છે. તેમાં જે જાપ વગેરે સૂચવ્યા છે તે કોઠાને પૂરવા માટે છે. અથવા મંત્રાક્ષરના સ્વરૂપને જણાવવા માટે છે; એમ જાણવું.

વળી છઠ્ઠા કોઠામાં ॐ इरि इरि कालि किरि किरि कालिથી લઈને आयरिय आयरिय कालि स्वाहा સુધીની મંત્રપીઠ આલેખવી. આ કોઠામાં મુખ્ય મંત્રના ૪૯ અક્ષરો છે. 'મન્ત્રપીઠ' એ પીઠનું નામ છે.

વળી સાતમા કોઠામાં ૧૦૦૦૦૦ જાપ કરવો. મુખ્ય મંત્રના ૩૩ અક્ષરો છે. તે પછી 'મન્ત્રરાજ' એમ પીઠનું નામ આલેખવું. તેમાં જાપનું પ્રમાણ કોઠાના ખાલી સ્થાનને પૂરવા અથવા જાપનું પ્રમાણ જાણવા માટે છે. વળી મધ્યમાં સિંહાસનના ઉપર કમલમાં બેઠેલી શ્રીગૌતમસ્વામીની મૂર્તિ આલેખવી. મૂર્તિની ઉપર બંને બાજુએ ॐ ह्रीं श्रीं આ પ્રકારે મંત્રરાજના ત્રણ અક્ષરો આલેખવા. ડાબી બાજુએ शिव शान्तितुष्टि[पु]ष्टिः कुरु कुरु स्वाहा આ પ્રકારના અક્ષરો આલેખવા. તેમજ મૂર્તિની ચારે બાજુએ ચારે દિશામાં ૬૪ ઇંદ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ યક્ષો અને ૨૪ યાક્ષિણીઓને સ્થાપવા માટે ચારે ભાગે અંકો મૂકવા. જેમ ચારે દિશામાં સોળ, સોળ વાળો અંક લખાય તેમ મૂકવા. બધાં મળીને ૬૪. આ પ્રકારે બધે આલેખવું.

આ પ્રકારે આ સૂરિ મંત્ર પટ લખવાનો વિધિ પૂરો થયો.

સૂરિ મંત્રના પટના આલેખનમાં અંચલગચ્છીય આમ્નાય કહે છે:—

પાંચે પીઠમાં લખેલા બધા મંત્રાક્ષરોની સંખ્યા ૪૦૭ પ્રમાણની જાણવી. સાત મેરુવાળી ચંદ્રવાચનનામાં જે બધા અક્ષરોની સંખ્યાનું પ્રમાણ છે તે ૩૭૬ છે. તેમાં ॐ અને દરેક પીઠની અંતે स्वाहाના અક્ષરોની ગણતરી કરી નથી. તેનું કારણ ત્યાં સ્વયં કહેલું જ છે. આ પટમાં યોગ્ય સ્થાને ॐ અને દરેક પીઠની અંતે स्वाहा ના અક્ષરોની ગણતરી કરતાં એટલો વધારો જાણવો. જ્યારે આ સૂરિમંત્ર પટમાં લખાય ત્યારે ૪૦૭ અક્ષર પ્રમાણનો લખવો. જ્યારે ચંદ્રવાચના પ્રમાણે લખવો હોય તો ૩૭૬ અક્ષરનો આલેખવો. આ પ્રકારનું રહસ્ય છે.

શ્રી અંચલગચ્છમાં શ્રીસૂરિમંત્રપટલેખનનો આમ્નાયલાંબા કાળ સુધી જય પામો અને લક્ષ્મી કરો.

# માયાબીજ કલ્પ

માયાબીજની આરાધના વિધિ છ યે કર્મોની જણાવે છેઃ—તેમાં ત્રણે પ્રકારે—મન, વચન અને કાયા એ—શુદ્ધ બનવું. બ્રહ્મવ્રત ધારણ કરવું. એક વખત જમી, સ્નાન કરી, શરીરે પવિત્ર વસ્ત્રોથી વિભૂષિત બની, પૂર્વ દિશા કે ઉત્તર દિશામાં મુખ રાખી સ્થિર આસને બેસીને ॐ भूरसीभूतधात्री सर्वभूतहिते મંત્રથી ભૂમિશુદ્ધિ કરવી. ॐ अमले विमले આ મંત્રથી બધા અંગે સ્પર્શ કરવા પૂર્વક સ્નાન કરવું. ॐ विद्युत्स्फुलिङ्गे महा० આ મંત્રથી બે ભુજાઓના મધ્ય ભાગમાં સ્પર્શવા-પૂર્વક કલ્મષદહન કરવું. ॐ अमलाय મંત્રથી હૃદયે સ્પર્શ કરવા પૂર્વક હૃદય શુદ્ધિ કરવી. क्षिप ॐ स्वाहा, हा स्वा ॐ प क्षि મંત્ર વડે પાંચે અંગે સ્પર્શવા પૂર્વક અંગ રક્ષા કરવી. ॐ कुरुकुल्ले स्वाहा, हा स्वा ल्ले कु रु कु ॐ આ મંત્રથી સાત સ્થાને સ્પર્શવા-પૂર્વક સકલીકરણ કરવું.

આ વિધિને પૂર્ણ કરી દ્વેષને દૂર કરવામાં हु वौषड्वंतं फट् આ પ્રકારે યોજવું. વશીકરણમાં वषट् અને શત્રુના નાશમાં એજ પ્રકારે પ્રથમ स्वाहा પ્રયોજવું. અને શાંતિ અને પુષ્ટિમાં स्वधा યોજવું.

પંડિત માણસ શાંતિને માટે સ્ફટિક, પરવાળા, મોતી, સુવર્ણ, પુત્રજીવીથી બનાવેલાં મણિઓની માળા વડે ૧૦૮ વાર જપ કરે છે. ૧

મોક્ષ, ભૂતપ્રેત કાઢવું, શાંતિ, વશીકરણ અને આકર્ષણ વગેરેમાં જે ક્રમશઃ જય પામે, તે આઠે આંગળીનાં કામણ-ટુમણને અંગુઠા વડે ચલાવે છે. ૨

દિવસના પૂર્વભાગમાં વશીકરણ કર્મો, દિવસના મધ્યભાગમાં પ્રીતિના નાશ માટેનાં કર્મો, દિવસના ઉત્તરભાગમાં ઉચ્ચાટન અને સંધ્યાકાળે મારણ કર્મો થાય છે. ૩

શાંતિ માટેનાં કર્મો અર્ધરાત્રિએ, પ્રભાતમાં પૌષ્ટિક કર્મો, વશીકરણના કર્મો માટે કહ્યું તે પ્રમાણે ડાબે હાથે કરવાં. ૪

પ્રભાતના સૂર્ય જેવો લાલ, સફેદ, ધૂમ્ર, પીળો અને કાળા વર્ણોવાળું, ધ્યાન આકર્ષણ, વશીકરણ, શાંતિ, વિદ્વેષનના આરાધન સમયે અનુક્રમે કરવું. ૫

આ પ્રકારે સમગ્ર સ્થિતિ કરી, અથવા ચાર પદોને ગુપ્તપણે બરાબર પ્રક્ષાલન કરેલા કાચા ઘડા ઉપર ખોદીને કે તાંબાના પતરા ઉપર ખોદીને કુંકુમવાળા સાથિયા ઉપર રહેલા માયાબીજ—ह्रीँ ને સ્થાપી, પહેલા ખૂણામાં गूह्नणाधिपतये नमः એવા અક્ષરની સ્થાપનાપૂર્વક ગણપતિને પૂજવા. બીજા ખૂણામાં बटुकनाथाय नमः આ પ્રમાણે બટુકનાથની પૂજા કરવી. ત્રીજા ખૂણામાં ह्रं दुर्गायै नमः આ પ્રકારે દુર્ગાદેવીની પૂજા કરવી. ચોથા ખૂણામાં क्षौं क्षेत्रपालाय नमः આ પ્રમાણે ક્ષેત્રપાલની પૂજા કરવી.

આ પ્રકારે સમગ્ર અધિષ્ઠાયકોની પૂજા કરીને કરેલા દીવાનું ઉદ્બોધન કરવું. માયાબીજની ઉપર એ નારિયેળજીને ધરી દીપની શિખામાં દૃષ્ટિ રાખીને જાપ કરવો. વચ્ચે વચ્ચે દ્રાક્ષના રસનું તર્પણ કરવું. પટની ઉપર આ પ્રકારે હમેશાં જાપ ક્રમથી એક લાખ વાર સુધી જાપ કરી પૂર્ણાહુતિ સમયે દશાંશથી હોમ કરવો. તેની આ પ્રકારે વિધિ છેઃ—

માટીનો ગોળ કુંડ બનાવી મધ્યમાં છ ખૂણાવાળા યંત્ર સહિત તામ્રપત્રને મૂકીને ચોખા, સાકર અને દૂધ વડે બોર જેવડી ગોળીઓ બનાવી હોમ કરવો. ખેરનાં લાકડાંનું સમિધ નવ આંગળનું રાખવું.

આ પ્રકારે હોમવિધિ પૂરો થયો.

કેદીને છોડાવવા માટે શુકલ ધ્યાનપૂર્વક કેદી ઉપર અમૃતની વર્ષા ચિંતવવી. ૩ૅ ह्रीं वषट् આ પ્રકારે લાલ ધ્યાનથી ચિંતવવું; આથી જગતના વશીકરણની સિદ્ધિ મળે છે. ह्रीं આ મંત્ર શત્રુતામાં ધૂમ્ર ધ્યાનથી, ૩ૅ ह्रीं फट् આ મંત્ર ઉચ્ચાટનમાં કાળા ધ્યાનથી, ૩ૅ ह्रीं संवौषट् આ મંત્રથી આકર્ષણમાં સંધ્યા જેવા અરુણવર્ણી ધ્યાનથી, ૩ૅ ह्रीं स्वाहा આ મંત્રથી શાંતિ કાર્યમાં ચંદ્રની જ્યોત્સના જેવા ધ્યાનથી, ૩ૅ ह्रीं स्वधा આ મંત્રથી પૌષ્ટિક કામમાં ઉજ્જવળ ધ્યાનથી, ૩ૅ ह्रीं घे घे આ મંત્રથી મારણ કાર્યમાં કાળા ધ્યાનથી ચિંતવન કરવું. જાપ માળા અરીઠાની બનાવવી.

# હ્રીંકાર કલ્પ

શિવ પાર્વતી વચ્ચે આ પ્રકારનો સંવાદ થયોઃ—

હ્રીં કારનુ શુ રહસ્ય છે ? એવું મને કુતૂહલ હોવાથી તમે કહો. અત્યારે માયાબીજનો નિર્ણય સાંભળવાની મારી ઈચ્છા છે. ૧

હે સુંદરી ! દેવોને પણ દુર્લભ, બ્રહ્મા, ઈન્દ્ર, વિષ્ણુ અને દૈત્યોથી પણ ગુપ્ત એવો ત મોટો પ્રશ્ન પૂછ્યો છે. ૨

હે શોભના ! વિષ્ણુ વિના મેં કોઇને આ રહસ્ય કહ્યુ નથી ૩

હે દેવી ! યકારથી આઠમુ આ બીજ મસ્તકે બિંદુથી વિભૂષિત છે અને ચોથા સ્વરથી યુક્ત રેફવાળુ છે આને મોટા મંત્રોમાં રાજા સમાન ગણેલુ છે. ૪

આનો દશ હજાર વાર જાપ કરવાથી ભૂતો સિદ્ધ થાય છે, તે વિના થતા નથી. વીશ હજારના જાપથી પ્રેતો અને ત્રીશ હજારના જાપથી વેતાલો, ચાલીસ હજારના જાપથી પિશાચો, પચાસ હજારના જાપથી યક્ષ અને રાક્ષસો, સાઠ હજારના જાપથી ગંધર્વો, સિત્તેર હજારના જાપથી કિન્નરો, એંશી હજારના જાપથી કાવ્ય બનાવવાની શક્તિ ઉત્પન્ન થાય છે. નેવુ હજારના જાપથી બધા દેવતાઓ સિદ્ધ થાય છે એમાં સંશય નથી. ૫-૭

હે દેવી ! લાખ પ્રમાણ જાપ કરવાથી ઈષ્ટ સિદ્ધિ મળે છે હે શ્રેષ્ઠ મુખી ! આનાથી બીજુ વર કે મંત્રવિદ્યા નથી ૮

આ જ મોટી શક્તિ અને મૂળ છે એમ હુ કહુ છુ આ વિષ્ણુએ પણ માયાની શક્તિથી જ લોકોને મુગ્ધ બનાવ્યા છે ૯

આનુ ધ્યાન કરનારાને કશુ (અનિષ્ટ) થતું નથી જે મનુષ્ય એકાગ્ર ચિત્તે નાસાગ્ર દૃષ્ટિ રાખીને સમાધિપૂર્વક હંમેશા જપ કરે છે તેને સ્થાવર જંગમ એવુ કોઈપણ ઉગ્ર વિષ, જ્વાલા, ગર્દભ, વિસ્ફોટક, વાયુ, શીતળા વગેરે વિવિધ પ્રકારના ઉત્કટ તાવ, તેર જાતના સંનિપાત, વધ, બંધન વગેરે તેમજ બીજા સિંહ, વાઘ અને ચોર વગેરેના બધા ઉપદ્રવો સૂર્યના ઉદય થતા અંધકાર શમે તેમ શાંત થાય છે. ૧૦-૧૨

હે દેવના ઇંદ્રોને પણ વત્સલ ! આનુ ધ્યાન કરવાનુ હુ કહુ છુ તે સાંભળ ૧૩

આ ધ્યાન સ્ફટિકના જેવુ નિર્મળ અને બરફના ગમૂહ જેવુ છે. એ વિષનો નાશ કરે છે અને જલદીથી મુક્ત કરે છે ૧૪

હે શ્રેષ્ઠમુખી ! જે મનુષ્ય યોનિના મધ્ય ભાગમાં લાલ રંગનુ એનુ ધ્યાન કરે તે ઉર્વશી અને રંભા જેવી મુખ્ય દેવીઓને પણ આકર્ષણ કરે છે, તો બીજી સ્ત્રીઓનુ તો કહેવુ જ શુ ? ૧૫

વળી એ મનુષ્ય અંતઃપુરમાં રહેનારી રાજરાણી જે હોય એવી વસ્ત્ર અને અલંકારથી વિભૂષિત થએલીને પણ હરી લાવે છે એમાં સંદેહ નથી. ૧૬

હે સુંદરી ! જે મનુષ્ય એને કંઠે રાખી પીળું ધ્યાન કરે છે તે સ્તંભન, ક્ષોભ તેમજ વિશેષ પ્રકારના વિવાદને પણ કરે છે. ૧૭

ઇંદ્ર સરખો શત્રુ હોય તો પણ જે મનુષ્ય શત્રુઓના હૃદયમાં કાગડાની પાંખની માફક આને ધારણ કરે છે તે તેને ઉખેડી નાંખે છે એમાં શંકા નથી. ૧૮.

હે શ્રેષ્ઠ મુખી ! જે મનુષ્ય નાભિ પ્રદેશમાં કાળું ધ્યાન કરે તે યમરાજ સરખા મનુષ્યને પણ નિશ્ચયે મારી નાખે છે. ૧૯

હે પ્રિયા ! અત્યંત ગુપ્ત એવો આ મર્મ હું તને કહું છું. કુશિષ્યને આ આપવો નહિ પણ સુશિષ્યને આપવો. ૨૦

જેનું દર્શન પણ દુષ્ટ છે એવા પાપબુદ્ધિવાળા દુરાચારીને, બીજાનું દ્રવ્ય ચોરી લેવામાં લાગેલા કે હિંસા અને બીજાના દોષ જોવામાં તત્પર હોય તેને આ મર્મ ન આપવો. પણ બ્રહ્મચર્ય અને દયામાં તત્પર મનુષ્યને આપવો. આ હ્રીં કાર બધી સિદ્ધિઓ આપનારો તેમજ ભોગ અને મોક્ષને દેનારો છે.

આ પ્રકારે હ્રીઁકાર કલ્પ પૂરો થયો.

હ્રીઁકારની વિધિ કહે છેઃ—

ૐ હ્રીં નમઃ આ હ્રીં નામની આલેખન વિદ્યા છે. આનો ઉપચાર આ પ્રકારે છે—કૃષ્ણ પક્ષની આઠમ કે ચૌદશને દિવસે ઉપવાસ કરીને શ્રી પાર્શ્વનાથ ભગવાનની મોટી પૂજા કરી, દેવના જમણા હાથે પદ્માસને બેસીને ધોળા પ્રકારના પુષ્પો વડે ૧૨૦૦૦ નો જાપ કરવો. તેથી એ સિદ્ધ થાય છે. પછી ત્રણે સંધ્યાએ ૧૦૮ વાર જે જપે છે તે સાત દિવસોમાં ત્રણ ગ્રંથો ગ્રહણ કરી શકે છે, વળી સાતવાર મંતરીને કાગડાઓ ન બોલતા હોય ત્યારે છ મહિના સુધી પાણી પીએ તો તે માણસ કવિ અને સમગ્ર શાસ્ત્રનો જાણકાર બને છે. હમેશાં જાપ કરવાથી બધા માણસોને પ્રિય થાય છે. મુદ્રાને અંજલિમાં બાંધીને જપે તો ચોર પણ બંધાઈ જાય છે. રાજકુળમાં પ્રવેશતાં જપે તો રાજાને પ્રિય બને છે. બકરીના લોહીથી જેનું નામ લખીને મનુષ્યની ખોપરીને સળીથી વીંધીને તપાવે તો તે માણસ વશ થાય છે. અળતાથી અંગૂઠો લેપીને તરવાર કે દર્પણમાં ત્રિશુળ હાથમાં રાખેલી દેવીને આવેલી જુએ છે, અથવા સરસ્વતીને જુએ છે. વળી બીજા જે પૌત્ર, પૌત્રીને ચાર કે સાતવાર મંત્રીને તરવાર કે દર્પણમાં બતાવે તો તે બધા જોઇ શકે છે. આ વિદ્યા બધાં કાર્યો કરાવનારી છે.

# નારિકેલ કલ્પ

ૐ ह्रीं श्रीं क्लीं ह्रौं एकाक्षाय भगवते भूरूपाय सर्वयुगेश्वराय त्रैलोक्यनाथाय सर्वकाम-प्रदाय नमः આ પ્રકારનો મંત્ર છે.

બે જટા અને એક નેત્રવાળું નારિયેલ પૃથ્વીમાં સમગ્ર ઈચ્છિત વસ્તુઓ આપનારૂં હોવાથી ચિંતામણી જેવું કહ્યુ છે.

જે ચૈત્ર મહિનાની અષ્ટમીએ રાતાં પુષ્પો વડે ૧૦૮ વાર લક્ષ્મીબીજથીજાપ કરવો. વારંવાર સ્મરણ કરવું. ઘેર જે પૂજે તેને બધા પ્રકારની ઈષ્ટ સિદ્ધિઓ મળે છે. તે નાલિયેરના પ્રક્ષાલન કરેલા પાણીને જે કોઈ વંધ્યા પીએ તો તેને પુત્રની પ્રપ્તિ થાય છે. ૐ હ્રીં નમઃ આ મંત્રથી પ્રથમ નારિયેલને બધા પ્રકારની સુગંધીવાળાં સમગ્ર પુષ્પો વડે પૂજીને ૧૨૦૦૦ અક્ષતનો જાપ કરી એક રંગી ગાયના દૂધથી ખીર બનાવી ઋતુ સ્નાન કર્યા પછી ભોજન કરવું. ઉપવાસ કર્યા પછી આ કાર્ય કરવું. એક મોટું લાંગુલી ફળ લાવી તેને ભાંગીને આપવું. તેથી વંધ્યાને પુત્ર મળે છે. પરતુ ઋતુના ત્રણ દિવસે સ્નાન કર્યા પછી આની ગંધ સુંઘવાથી ગુપ્ત ગર્ભવાળી સ્ત્રી પ્રસવ કરે છે. આના પૂજનથી લક્ષ્મી સ્થિર બને છે. આને દિવાળીમા પૂજવાથી તેના ગામમાં થએલા વિવાદમાં જીતે છે. આની દુકાનમા સ્થાપના કરવાથી વેપાર વધે છે. આનો માયાબીજ વડે જાપ કરવો. હમેશાં દિવાળીમાં શ્વેત પુષ્પોથી જાપ કરવો. પૂજાથી પૂજા કરનારના ઘરમાં બધા ઉપદ્રવો નાશ પામે છે. પૂજાયેલા આ નારિયેલનુ દર્શન કરવાથી શાકિની, ભૂત, પિશાચ વગેરેના દોષો તત્કાલ નાશ પામે છે. આના પૂજનથી ઘરમા જે કોઈ દુષ્ટ પુદ્દગલો હોય તેની શાંતિ કરનારાં બને છે. બહુ શું કહેવું! જે વિદ્વાન પુરુષના ઘરમાં એક નેત્રવાળું, બે જટા વાળું પાકેલુ નારિયેલ હોય તો તે ચિંતામણી જેવું કહેલું છે. ફળના પ્રભાવથી સામાન્ય રીતે પોતાને ઉચિત ધાન્યવાળો બને છે. એક નેત્રવાળાનો પ્રયોગ કરતાં તે ઋદ્ધિ કરનારો, પ્રસવ આપનારો, જટાવાળો હોવાથી દુર્જય રોગને જીતવા વગેરેનું કાર્ય કરે છે. કલિકાલમાં તે કલ્પવૃક્ષ સમાન છે, ત્યારે યુગાન્તરમાં તો તે ધનવાન અને શક્તિશાળી છે.

આ પ્રકારે નારિકેલ કલ્પ છે. સમગ્ર પ્રકારના ધન ધાન્યવાળો, રાજ્યમાં માન પામનારો અને ઘરમાં લક્ષ્મીવાળો બને છે. તેને ઉપસર્ગો થતા નથી. બધાં યે દુઃખનો પાર કરનાર બને છે.

આ પ્રકારે નારિકેલ કલ્પ પૂરો થયો. શ્રી ગુણસમુદ્રસૂરિને નમસ્કાર થાઓ.













સોળ વિદ્યાઓ

(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) અપ્રતિચક્રા, (૬) પુરુષદત્તા.









સોળ વિદ્યાદેવીઓ
(૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) મહાજ્વાલા, (૧૨) માનવી.










સોળ વિદ્યાદેવીઓ

(૧૩) વૈરોટ્યા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી, (૧૬) મહામાનસી.



DEEPAK PRINTERY AI



ચિત્ર ૧૭ ગોમુખ યક્ષ



ચિત્ર ૧૮ મહાયક્ષ.



ચિત્ર ૧૯ ત્રિમુખ યક્ષ.



ચિત્ર ૨૧ તુંબરુ યક્ષ



ચિત્ર ૨૨ કુસુમં યક્ષ



ચિત્ર ૨૩ માતંગ યક્ષ



ચિત્ર ૨૪ વિજય યક્ષ

